# સુધારીને વાંચો

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
| --- | --- | --- | --- |
| કોઈની | કોઈને | ૮ | ૪ |
| ગયા | ગયા | ૧૩ | ૧૧ |
| માનતા | મનાતા | ૧૩ | ૧૩ |
| ઓરી | ચોરી | ૧૮ | ૯ |
| આરોપ | અપરાધ | ૧૭ | ૧૮ |
| કગ | કરી | ૧૭ | ૨૨ |
| દાર | પાળિ | ૨૧ | ૨૦ |
| વિજ્ઞાન | વિજ્ઞાનની | ૨૭ | ૮ |
| અર્ધજ્ઞાન | ઉપાજ્ઞાન | ૨૮ | ૧૫ |
| વૈદકશાસ્ત્ર | વૈદકશાસ્ત્રે | ૨૮ | ૧૦ |
| સૌથી | સૌથી સરસ | ૩૦ | ૩ |
| માનસપૃથક્કરણ શાસ્ત્ર | પૃથક્કરણ શીલ | ૩૦ | ૨૨ |
| દીકરીના | દીકરાના [માનસશાસ્ત્ર | ૩૧ | ૧૦ |
| અને | અનેક | ૩૨ | ૨ |
| ઉલેચ્યા | ઉવેખ્યા | ૩૨ | ૬ |
| એક | એક કે | ૩૪ | ૧૨ |
| સા જ્ઞાન | જ્ઞાત | ૩૫ | ૧૦ |
| આજન્મ | આજની | ૩૯ | ૧૫ |
| મનુષ્યના | મનુષ્યની | ૪૩ | ૮ |
| અજ્ઞાને | અજ્ઞાત | ૪૬ | ૧૩ |
| કરાવની | કરાવેલી | ૪૭ | ૩ |

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
|---|---|---|---|
| સ્વરુપાની | સ્વરુપોની | ૫૦ | ૧૭ |
| અગર | વગર | ૫૦ | ૨૦ |
| જાતીવૃત્તિ | જાતીયવૃત્તિ | ૫૪ | ૩ |
| ફ્રોઇડને | ફ્રોઇડનો | ૫૪ | ૫ |
| સૌને | સૌની | ૫૬ | ૫ |
| જીવનવેગ | જીવનવેગની | ૫૬ | ૮ |
| ભાઇઓબહેનના | ભાઇબહેનના | ૫૬ | ૨૦ |
| ઉપજ્ઞાત | ઉપાજ્ઞાત | ૫૯ | ૧૮ |
| માર્ગ | માત્ર | ૬૫ | ૪ |
| માનસ | મનુષ્ય | ૬૫ | ૧૩ |
| લોક | એ લોક | ૬૮ | ૧૮ |
| Eroto–jenie | Eroto genic | ૭૧ | ૧૪ |
| જયઘોષ | જળઘોષ | ૭૩ | ૧૫ |
| બહારે | બહાર | ૭૩ | ૧૬ |
| બને | બને છે | ૭૪ | ૬ |
| નીકળેલા | નીકળેલો | ૭૪ | ૧૬ |
| Eclipus | Edipus | ૭૫ | ૨ |
| વાળાને | વળીને | ૭૫ | ૧૩ |
| Psyeo-Theropy | Psycho-Therapy | ૮૧ | ૧ |
| Mosochism | Masochism | ૮૧ | ૧૦ |
| પડેલી | પડેલાં | ૮૨ | ૧૧ |
| બિમારી | બિમાર | ૮૨ | ૧૯ |
| જાતાં | જતાં | ૮૩ | ૮ |
| એના | એવા | ૮૩ | ૧૦ |

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
| --- | --- | --- | --- |
| મકારણુના | મકારણુનાના | ૮૩ | ૧૩ |
| Neurstic | Neurotic | ૮૫ | ૭ |
| Mosochism | Masochim | ૮૫ | ૧૦ |
| રીતિ | રીત | ૮૬ | ૨ |
| ચાલતા | ચાલના | ૯૦ | ૫ |
| કામે | કાળે | ૯૦ | ૧૪ |
| પ્રેમના | પ્રેમનો | ૯૧ | ૨ |
| પ્રકારો | પ્રકાર | ૯૧ | ૨ |
| કરતા | કરતા | ૯૧ | ૬ |
| Hard | Herd | ૯૧ | ૮ |
| એવી | રીત જેવી | ૯૧ | ૧૩ |
| કામ | કાળ | ૯૨ | ૧૧ |
| કરવાના | કરવાનો | ૯૨ | ૨૦ |
| ધર્મ | ધાર્મિક | ૯૩ | ૪ |
| એના | એની | ૯૪ | ૭ |
| માનવી | માનથી | ૯૪ | ૧૫ |
| સમજવું | સમજાયુ | ૯૬ | ૨ |
| ચેરસ | ચેરસ | ૯૬ | ૪ |
| શકતું | શકતા | ૯૬ | ૧૬ |
| એનો | એના | ૯૯ | ૧૯ |
| બાળકની | બાળકની જેમ | ૯૯ | ૨૦ |
| વર્તાવવાની | વશ વર્તાવવાની | ૧૦૦ | ૩ |
| પવિત્રતાઇ | પવિત્રતા | ૧૦૨ | ૧૭ |
| એમાં | એના | ૧૧૧ | ૧૩ |

| અશુદ્ધ | શુદ્ધ | પાન | લીટી |
|---|---|---|---|
| માર્ગન | માર્ગને | ૧૬૫ | ૨ |
| યથાથ | યથાર્થ | ૧૬૫ | ૧૫ |
| સમાજ | સંબંધ | ૧૬૭ | ૧૬ |
| Dejective | Defective | ૧૬૮ | ૨૩ |
| Have | Has | ૧૬૮ | ૨૪ |
| રમઝટ | રમઝક | ૧૭૧ | ૨૦ |
| મૂર્ખા | મૂર્ખ | ૧૭૩ | ૨૧ |
| આંકા | આંકો | ૧૭૬ | ૧૧ |
| વિકાસના | વિકાસની | ૧૭૬ | ૧૨ |



# પ્રસ્તાવના

આ જમાનો વિજ્ઞાનનો જમાનો કહેવાય છે. વિજ્ઞાનનું એક લક્ષણ તર્કશુદ્ધ વિચારસરણી ખીલવવાનું ને અંગીકાર કરવાનું છે. આજદિન સુધીમાં જે જે સત્યો મનુષ્યે હાથ કર્યાં તે બધાંને વિજ્ઞાનની કસોટી ઉપર ચડવું પડે તેમ આ યુગ પોકારે છે. જેટલાં જેટલાં વિજ્ઞાનો આ યુગે આપણને આપ્યાં છે તે બધાંય વિજ્ઞાનો મનુષ્ય-જીવનનાં જુનાં ધોરણોને નવેસરથી આંકે છે અને હડધૂત થવાની બીકે વૈજ્ઞાનિક નિયમો પ્રમાણે જે સત્યો હાથ લાગે છે તે સત્યોને નિડરતાથી સમાજ પાસે ધરે છે. આનું એક પરિણામ એ આવ્યું છે કે ગઇકાલે જે વસ્તુ શાસ્ત્રીય સત્ય તરીકે સ્વીકારવામાં આવેલી હતી તેજ વસ્તુ આજે કેવળ અસત્ય ઠરે છે. ગઇકાલના વ્હેમો ખંખેરાઇ જાય છે, ગઇકાલની માન્યતાઓમાં પરિવર્તન થાય છે, ગઇકાલની શ્રદ્ધા ઉડી જાય છે અને આજે માણસ વિજ્ઞાન જે કંઇ કહે એનેજ સત્ય તરીકે સ્વીકારતો થયો છે.

દુનિયાભરની શિક્ષણ-પ્રણાલિકામાં મોટો ફેરફાર થવા લાગ્યો છે. ભણનાર બાળકનું જીવન શુદ્ધ તર્ક ઉપર ઘડાય અને જે જે વસ્તુઓની સાથે એને અથડામણમાં આવવું પડે તે તે વસ્તુઓને વૈજ્ઞાનિક વિચારસરણીથી કબૂલ કરે તેવો યુગ આજની કેળવણીમાં આવી ચૂકયો છે. માણસ કલ્પનાને તરંગની પાંખ ઉપર બેસાડવાને

એટલે વિજ્ઞાને આપેલાં વ્યવહારૂ સત્યો તરફ પ્રેરે છે. ધીમે ધીમે મનુષ્ય-જીવનમાંથી તરંગો ઓસરતા જાય છે. બ્રહ્માંડના ભેદો કેવળ તત્વચિંતનની દૃષ્ટિથી નહિ પરંતુ સમગ્ર જીવનને આવરી લેતા અનેકાનેક વૈજ્ઞાનિક સત્યોથી ઉકેલવાના પ્રયત્નો મનુષ્યે આદરી દીધા છે. આવા પ્રયત્નો કરનારાં વિજ્ઞાનોમાં માનસવિજ્ઞાન આજે મોખરે આવતું જાય છે. એ વિજ્ઞાનોજ માણસ-જાતને વિચાર કરતી કરી મૂકી છે. માણસનાં નિત્ય જીવનમાં જે જે ક્રિયા-પ્રક્રિયાઓ ચાલ્યા કરે છે તે બધાના ભેદ ઉકેલીને સત્ય તરફ એધડક આંગળી ચીંધા-ડવાનું કામ આ જ વિજ્ઞાન કરે છે

ભાઇ ચંદ્રભાઇએ લખેલું "માનસવિજ્ઞાનનો દૃષ્ટિકોણ" નામનું આ પુસ્તક ઝપાટાબંધ વિકસી રહેલા નવીન માનસશાસ્ત્રની દિશામાં એક અગત્યનું પ્રકાશન આપે છે. આજ દિવસ સુધી માનસશાસ્ત્ર એક સ્વતંત્ર વિજ્ઞાન તરીકે હયાતી ધરાવતું ન હતું. કોઇ વખત શરીરશાસ્ત્ર તો કોઇ વખત જીવનશાસ્ત્ર તો કોઇ વખત અધ્યાત્મશાસ્ત્રનાં એક ઉપાંગ તરીકે આ વિજ્ઞાનને જીવવું પડયું છે. અજ્ઞાન મનની શોધ થયા પછી અને એ અજ્ઞાત મન માણસના નાનામોટા જીવનવ્યવહારો ઉપર કેવી કેવી બળવાન અસરો કરે છે એ શોધાયા પછી આ શાસ્ત્ર એક સ્વતંત્ર વિજ્ઞાન તરીકે બીજાં વિજ્ઞાનોની હરોળમાં આવી બેઠું છે. આ નવીન માનસશાસ્ત્રના પ્રણેતા ડૉ. ફ્રોઇડની વિચારસરણીને આ પુસ્તકમાં મોટે ભાગે અનુસરવામાં આવી છે. ડૉ ફ્રોઇડનું માનસ પૃથક્કરણશાસ્ત્ર શું છે અને માણસની સમધારણ કે વિષમધારણ માનસિક પરિસ્થિતિની પાછળ જાતીય તત્વ કેવી રીતે કામ કરી રહ્યું છે તેનો આછો ખ્યાલ આ પુસ્તકમાંથી સાંપડે તેમ છે. આજ દિવસ સુધી માનસ-વિજ્ઞાન મનુષ્ય-મનના જ્ઞાનપ્રદેશ ઉપર પોતાનું કામ કરતું હતું. અજ્ઞાન-

મનનો પ્રદેશ કેટલો બધો વિશાળ છે અને માણસના જીવન વ્યવહારોને પ્રેરનારો છે તેનું ખરૂં ભાન આ માનસ-પૃથક્કરણ શાસ્ત્ર આપણને કરાવે છે.

નવીન માનસ-વિજ્ઞાન, માનસ પૃથક્કરણની અગત્ય આપણને બતાવે છે તેવું પૃથક્કરણ કરવાની જરૂરજ છે તેમ માનવાનું શું કારણ છે તેવો પ્રશ્ન આપણને સ્હેજે થાય તેમ છે. આપણા સમાજમાં જે માનસિક રોગો પ્રવર્તી રહ્યા છે તે તરફ નજર કરીએ તો માનસનાં પૃથક્કરણની અગત્ય આપણને સ્હેજે સમજાઇ જાય તેમ છે. આપણી નજર આગળ દેખાતા તાણના, ગાંડપણના, કે ચિત્તભ્રમના એવા બીજા રોગોનાં મૂળ રોગીના અજ્ઞાન મનમાં પડેલાં છે. માણસ અનીતિમાન દેખાય, ચોર દેખાય, વ્યભિચારી દેખાય કે ખૂની દેખાય એ બધાયની પાછળ કોઇ પાપી આત્મા રહેલો છે એમ નથી. ચોર, ખૂની કે વ્યભિચારીનો આત્મા બીજા કોઇપણ માણસના આત્મા જેટલોજ વિશુદ્ધ હોય છે. તેનાં તેવાં કૃત્યો પાછળ અજ્ઞાત મનમાં પડેલી અનેકવિધ ગ્રંથીઓ કારણભૂત હોય છે. ડૉ. ફ્રૉઇડની માન્યતા પ્રમાણે આવા બધા રોગોના મૂળમાં જાતીયવૃત્તિ અથવા તો એ વૃત્તિની વિકૃતિ રહેલી છે. આ જાતીય વૃત્તિનાં દમનથીજ અનેકાનેક માનસિક રોગો પ્રગટ થયા છે. પૃથક્કરણનું શાસ્ત્રીય કામ ચાલતું હોય ત્યારે રોગી જેટલા પ્રતિકારો આપે છે તે પ્રતિકારો ઉપરથી રોગીના રોગનું સાચું મૂળ હાથ કરવામાં વૈજ્ઞાનિકને સરળતા મળે છે. રોગીના તરંગો, રોગીનાં સ્વપ્નો એ બધુંએ વૈજ્ઞાનિક તપાસતો જાય છે. એ તપાસને અંતે માલુમ પડયું છે કે રોગીના રોગનાં સાચાં કારણો તેના અજ્ઞાત મનમાં પડેલાં છે. ડૉ. ફ્રૉઇડ આ કારણોમાં જાતીયતાને ઘણું મહત્વ આપે છે. ડૉ. યુંગ ને ડૉ. આડલર તથા બીજા માનસ વૈજ્ઞાનિકો ડૉ. ફ્રૉઇડની આ

માન્યતા સાથે સંપૂર્ણપણે સંમત થતા નથી. અજ્ઞાત મનના પ્રદેશ પૂરતી શોધમાં કે રોગીનાં રોગનાં મૂળો એ અજ્ઞાત મનમાં રહેલાં છે એ વાત પૂરતા બધા માનસ વૈજ્ઞાનિકો સમ્મત થયેલા છે. મનુષ્યની જુદી જુદી પ્રાથમિક વૃત્તિઓ અને એ વૃત્તિઓની આસપાસ જમા થતી ગ્રંથીઓ પૈકી ક્યા રોગમાં કયે વખતે કઈ પ્રાથમિક વૃત્તિ કે ગ્રંથી કામ કરી રહી હોય છે એ બાબતમાં આ વૈજ્ઞાનિકો વચ્ચે મતભેદ છે. ડૉ. ફ્રૉઇડ ચોક્કસપણે માને છે અને પોતાના પ્રયોગોથી સિદ્ધ કરી બતાવે છે કે બધા માનસિક રોગોની પાછળ જાતીય વૃત્તિની પ્રાથમિકતાનું કે વિકૃતિનું કોઇપણ એક સ્વરૂપ રહેલું હોય છે. આ શોધનો સ્વીકાર સમાજને આકરો પડે તેવો છે. એ સ્વીકારથી એક એવા પ્રકારનું આત્મદર્શન થાય છે કે માણસની ઘણા વખતથી બાંધી રાખેલી ભાવનાઓ નષ્ટ થતી દેખાય અને માણસના આદર્શોનો ભૂકો થતો જણાય. વર્ષોના પ્રયત્ન પછી માણસે જે સંયમ-શક્તિ કેળવી છે એમ માણસ માને છે તેમજ ત્યાગ અને તપ દ્વારા માણસે જે વિકાસ સાધ્યો છે અને જે વિકાસના આધારે જીવન ટકી રહ્યું છે તેમ માણસ માને છે તે માન્યતા ઉપર આ હકીકતના સ્વીકારથી મોટો ફટકો પડે છે. ડૉ. ફ્રૉઇડ આવી બધી વસ્તુની દરકાર રાખતો નથી. એ તો પોતાના પૃથક્કરણ શાસ્ત્ર પર મુસ્તાક છે અને એ શાસ્ત્ર જે કંઇ સત્યો તેને પોતાને કહી સંભળાવે છે તે સત્યો નીડરતાથી સમાજ પાસે એ રજુ કરે છે. જાતીયતાની આ શોધ હજી પણ વધુ વિજ્ઞાનની કસોટી પર ચડવાનું રહ્યું હશે તો અવશ્ય ચડશેજ.

જે હજારો વર્ષથી માણસ માણસ તરીકેજ જીવતો આવ્યો છે. એ હજારો વર્ષોએ માણસજાતને આજે છે તેવી બનાવી છે. માણસ જાતના વિકાસનો ઇતિહાસ બહુજ રસિક છે. પ્રાથમિક દશાના

મનુષ્યમાં ને આજના મનુષ્યમાં ઘણો મોટો તફાવત છે. માનવજાતનો ઇતિહાસ કહે છે કે આજની કક્ષાએ પહોંચવા માટે માણસે જે જહેમત ઉઠાવી છે તે અદ્ભુત છે. પરિણામે આજનો સુધરેલો ને સંસ્કારી સમાજ માણસને સાંપડ્યો છે. આજે આપણી આસપાસ નજર કરીએ છીએ તો મનુષ્ય-સમાજે ચકિત કરી નાખે તેવી પ્રગતિ સાધી હોય તેમ દેખાય છે. આ પ્રગતિ અનેક દિશામાં વહી છે, માણસે કુદરતનાં બળો ઉપર વિજય મેળવ્યો છે, માણસે પોતાનાં સુખસગવડનાં સાધનો વધાર્યાં છે, માણસે દરિયો માપવા પ્રયત્ન કર્યો છે અને આકાશની ગહનતા છેદવા ભગીરથ પ્રયાસો આદર્યા છે. આ બધુંય પ્રગતિને નામે ચડે છે આપણે માનતા થયા છીએ કે આપણે સુધર્યા છીએ, આપણે આગળ વધ્યા છીએ અને આપણે સંસ્કારી થયા છીએ. આમ છતાંય આ નવીન માનસશાસ્ત્ર એમ કહે છે કે સંસ્કારિતા પૂરનો માણસ પ્રાથમિક દશામાં હતો તેવોને તેવોજ આજે પણ છે. માણસ બહારથી ભલે સુઘડ અને વિવેકી દેખાય, માણસ મોઢેથી ભલે સભ્યતા અને સંયમની વાતો કરે પરંતુ અંતરથી એ પ્રાથમિક દશાના જંગલી મનુષ્ય જેવોજ છે. આપણી સભ્યતા આપણો વિવેક, આપણી નીતિ, આપણી સમાજ-રચના, આપણો ધર્મ એ બધાંય ઉપર આપણી સંસ્કારિતાનો આધાર છે. એ બધાંની સાથેનો માણસનો સંબંધ ઉપરછલો અને ઢોંગવાળો છે એમ જો કહેવામાં આવે તો આપણી સંસ્કારિતાની માન્યતાને ભારે આઘાત લાગે તેમ છે. આ માનસપૃથક્કરણશાસ્ત્ર આવુંજ કંઈક આઘાત પહોંચાડે તેવું બોલે છે. એ બોલે છે તેની પાછળ વૈજ્ઞાનિક શોધ રહેલી છે. એ કહે છે કે માણસ હજુપણ પ્રાથમિકજ છે. એ કહે છે કે માણસની ન ઉકલી શકાય તેવી બધીજ ક્રિયાઓ પાછળ પ્રાથમિક વૃત્તિનું બળ રહેલું છે. એ કહે છે કે જાતીયવૃત્તિ સૌથી વધારે બળવાન વૃત્તિ છે અને તેના યોગ્ય

વિકાસ કે દમન ઉપર માણસના જીવનવ્યવહારોનો ઘણો મોટો આધાર રહેલો છે. આજનો ગણાતો સંસ્કારી મનુષ્ય આ સાંભળે છે અને આજ દિવસ સુધી પોષેલી ભાવનાઓ અને આદર્શો દુભાય છે. આ સત્ય સ્વીકારવાની એ ના કહે છે. આ નવીન શોધ તેને ગભરાવે છે, તેની સામે એ મોરચા માંડે છે. જૂની માન્યતાઓ ઉપર ઘા કરે છે એટલા માટે અને આજદિવસ સુધી નહિ લાધેલું એક નવીન સત્ય એ રજુ કરે છે એટલા માટે વૈજ્ઞાનિક વિચારસરણી-વાળો મનુષ્ય પણ વિજ્ઞાનવિરોધી વિચાર કરવા માંડે છે અને ઉંડે ઉંડે સાશંક બને છે.

નવીન માનસ–વિજ્ઞાને અજ્ઞાત મનની શોધ કરી. એ અજ્ઞાત મનમાંથી મનુષ્યના એકેએક વ્યવહારો પાછળની કાર્યકારણની સાંકળ શોધી કાઢી. માણસ જે જે ક્રિયાઓ કરે છે તે તે ક્રિયાઓની પાછળ ચોક્કસ કારણો રહેલાં છે. માણસ ડાહ્યો હોય કે ગાંડો પણ ન સમજી શકાય તેવી અને અસંગત ક્રિયાઓ કરે છે, તેવી ક્રિયાઓ પણ સકારણ હોય છે, અને તેથી સંગત પણ હોય છે એવું આ નવીન માનસ–શાસ્ત્રે શોધી કાઢ્યું. માણસ નાના મોટા માનસિક રોગોથી પીડાતો હોય ત્યારે, અથવા તો માણસ કોઇ ચિત્તભ્રમનો ભોગ થઇ પડયો હોય ત્યારે, અથવા તો માણસ છેક્જ ગાંડો બની ગયો હોય ત્યારે કહેવાતા રોગમુક્ત કે ડાહ્યા માણસથી તે કેટલે અંશે જુદો પડે છે એની તપાસ આ શાસ્ત્રે કરી છે. એ તપાસને અંતે માલુમ પડયું છે કે બન્ને પ્રકારનાં મનુષ્યોમાં માનસ–દશાનું ઐક્ય પ્રવર્તે છે. એમાં કોઇ પ્રકારનો ભેદ નથી પરંતુ પ્રમાણ–ભેદ છે. માનસિક રોગી અથવા તો ગાંડો થયેલો મનુષ્ય ન ઉકલી શકાય તેવી કે ન રૂચે તેવી ક્રિયાઓ કરે છે ત્યારે આપણું મન મુંઝાય છે અને એનું કારણ શોધવાની ગડમથલમાં આપણે પડીએ છીએ. માનસિક રોગી

મનુષ્ય આપણને વિષમ-ધારણ દેખાય છે. નવીન માનસ-શાસ્ત્ર કહે છે કે આવી વિષમ-ધારણતા બીજા રૂપે સર્વમાં રહેલી છે. કોઇમાં ક્ષણ માટે દેખાય તો કોઇમાં દીર્ઘકાળ સુધી ટકી રહે. દુનિયાની સાથે મેળ મેળવવાના પ્રયાસમાં જે સફળ થાય છે તે વિશ્લેષણની માનસિક સ્થિતિમાંથી બચી જાય છે. મનુષ્યસમાજને કાયમને માટે રોગમાંથી બચી જતો કરવો હોય તો અજ્ઞાત મને શોધી કાઢેલાં રોગોનાં કારણોનું નિવારણ, એજ એક સફળ માર્ગ છે.

અજ્ઞાત મનના ઉકેલને પરિણામે માણસમાં રહેલી સ્વરક્ષણવૃત્તિ તેમજ વંશરક્ષણવૃત્તિ એ શું છે, અને આ વૃત્તિઓ તેમજ અન્ય વૃત્તિઓને ધક્કો મારનારો જીવનવેગ ( લિબિડો ) શું છે, એ બધાંની સામાન્ય ચર્ચા અહીં કરવામાં આવી છે. આ વિજ્ઞાનની શાસ્ત્રીય પરિભાષા અને તેનું ચાલી રહેલું શાસ્ત્રીય યંત્ર બહુ સહેલાઇથી સમજી શકાય તેવું નથી. તેમ છતાંયે આ વિજ્ઞાનની વિચારણામાં મહત્ત્વનો ભાગ ભજવી રહેલાં કેટલાંક તત્ત્વો જેવાં કે :—સેન્સર, ઇગો, ઇડ, સુપર-ઇગો વિગેરેનો આ પુસ્તકમાં આછો પરિચય કરાવવામાં આવ્યો છે. આ પુસ્તક તો એક પ્રવેશિકા જેવું છે. પુસ્તક વાંચનારને એવી ભલામણ કરવી જરૂરની છે કે આમાં નિરૂપણ કરાએલી વસ્તુથી તે તેનું સંપૂર્ણ ને સાચું જ્ઞાન થાય છે તેમ માનવાની ભૂલ ન કરે. આ નવીન માનસ વિજ્ઞાનમાં ચોકકસ થતી આવતી આ પરિભાષા અર્થ અને વ્યાખ્યા પૂરતી તમામ માનસ વૈજ્ઞાનિકોએ હજુ સુધી એકમતે નકકી નથી કરી. અગર જોકે આ પુસ્તકમાં આ પરિભાષા પૂરતો ડૉ. ફ્રોઇડના મતને અનુસરવામાં આવ્યો છે છતાંયે એ સંબંધમાં બીજા વૈજ્ઞાનિકોના મતોને પિછાની લેવાની અગત્ય ઓછી થતી નથી.

આ પુસ્તકનું એક પ્રકરણ માનસિક ક્રિયાનું શાસ્ત્ર રોકે છે. મનુષ્યના માનસમાં રહેલો જીવનવેગ બધી ક્રિયાઓની પાછળ કેવી

રીતે કામ કરી રહ્યો છે તેનું જ્ઞાન આવશ્યક અને અગત્યનું છે. આ જીવનવેગની બાબતમાં ડૉક્ટર ફ્રૉઇડથી ડૉ. યુંગ અને ડૉ. આડલર જુદા પડે છે. ડૉ. ફ્રૉઇડ તો કહે છે કે એ જીવનવેગ જાતીયવૃત્તિથી ભરપૂર છે, અને જાતીયવૃત્તિથી પ્રેરાઇનેજ કામ કરે છે. મનુષ્યની પ્રાણશક્તિ એકજ બળવાન વૃત્તિથી પ્રેરણા પામીને ઘણાં મોટા પ્રમાણમાં વહ્યા કરતી હોય તો તે વૃત્તિનું મહત્ત્વ જેટલું આંકીએ તેટલું ઓછું કહેવાય. આ દૃષ્ટિએ જાતીયવૃત્તિનો વિચાર મનુષ્યજીવન માટે તેમજ પ્રજાઓનાં જીવન માટે અત્યંત મહત્ત્વનો છે. જાતીયવૃત્તિ સ્થિર રહે અને પ્રાથમિક દશામાંથી બહાર આવેજ નહીં તો જીવનવેગનું સ્વરૂપ એક પ્રકારનું રહે; જાતીયવૃત્તિ અવારનવાર દમન થયા કરે અને દમનના ભયે પ્રગટ થવાના છૂપા માર્ગો શોધી કોઇ જોઇ ન શકે તેવી રીતે કામ કરે તો જીવનવેગનો પ્રકાર કોઇ બીજુંજ સ્વરૂપ ધારણ કરે; પરંપરાગત સ્વીકારેલી નીતિની અને ધર્મની ભાવનાઓનાં બળે એ વૃત્તિને સ્વેચ્છાથી દબાવી શકે એવા સંયોગો માણસને મળી જાય તો જીવનવેગ ત્રીજુંજ સ્વરૂપ ધારણ કરે; જાતીય–વૃત્તિ પોતાના સ્વાભાવિક માર્ગે વહેતી રહે અને એના યોગ્ય પોષણની સાથે સાથે સુસંસ્કૃત માર્ગ ઉપર ચાલવાનો અવકાશ એને મળ્યાજ કરે તો જીવનવેગ ચોથાજ પ્રકારનું સ્વરૂપ ધારણ કરે; જાતીયવૃત્તિ સમાજસ્થાપિત નિયમોને વશવર્તી વ્હેમ, રૂઢિ કે ભયને લીધે પરાણે દમન થયા કરે તો એ વિકૃત બની જાય અને જીવનવેગ પાંચમુંજ સ્વરૂપ ધારણ કરે. આ રીતે જીવન–વેગનો ઉકેલ કરવા માટે તેની પાછળ પ્રેરણા રૂપે રહેલી બળવાન વૃત્તિનો આશ્રય પહેલો લેવો પડે. ડૉ. ફ્રૉઇડની દૃષ્ટિએ નારસિસિસ્ટીક દશા શું છે, દમન શું છે, સંસ્કૃતિકરણ શુ છે, વગેરે બાબતોનો સામાન્ય વિચાર. એ પ્રકરણમાં કરવામાં આવ્યો છે. એ બધી વસ્તુઓનું જ્ઞાન માણસને પોતાની જાતનું ભાન કરાવે તેવું છે.

આજકાલ માનસબિમારી ખૂબ વધવા લાગી છે. આ બિમારી કોઇવખત સ્પષ્ટ રીતે દેખાય તેવી હોય છે તો કોઇવખત ક્ષણભર આવીને ચાલી જતી હોવાથી માત્ર દરદીનેજ તેની ખબર પડતી હોય છે. સમધારણ મનુષ્યનાં રોજનાં સામાન્ય જીવનમાં પણ કેટલીએક ટેવો એવી માલુમ પડી છે કે એ જો ઉગ્ર સ્વરૂપ ધારણ કરે તો ભયંકર માનસિક બિમારીજ દેખાય. કેટલાય માણસોમાં આપણે સ્વપીડનની તેમજ પરપીડનની વૃત્તિનો અવારનવાર આવિષ્કાર થતો જોઇએ છીએ. વાતવાતમાં પોતાની જાત ઉપર તિરસ્કાર આણવો, નજીવા એવા દોષ માટે મોટાં પ્રાયશ્ચિત્તની મનોવૃત્તિ સેવવી, નાનકડા પ્રસંગોમાં પણ મનને દુઃખી દુઃખી કરી મૂકવું, પોતાની જાતને તમાચા મારવા વગેરે પ્રકારો નાનામોટા સ્વપીડનના પ્રકારો છે. તેવીજ રીતે બીજાને ગાળે દેવી, વિનાકારણ નિંદા કર્યા કરવી, મહેણાં ટુણાં માર્યા કરવાં, વાતવાતમાં સામાને લગાવ્યા કરવું, સામો માણસ સહેજ પણ દુઃખી થાય ત્યારે રાજી થવું, ટીખળ અને મશ્કરીઓ કરવી, એ બધાય પરપીડનના પ્રકારો છે. એ પ્રકારો ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે માણસ સમાજનો દુશ્મન દેખાય છે. આપઘાત કરવો કે ખૂન કરવું એ આવા માનસિક રોગોની પરાકાષ્ટા છે.

માણસને અનેક પ્રકારના ભ્રમો થયાજ કરે, અથવા તો જ્યારે ને ત્યારે અવાજો સંભળાય, કેયુંજ ન હોય તે ઠેકાણે ભૂતપિશાચનાં દર્શન થાય એ પણ માનસિક બિમારીનાજ પ્રકારો છે. કેટલાયે માણસો આપણે એવા જોઇએ છીએ કે જેઓ અમુક ચોકકસ પરિસ્થિતિમાં ચોકકસ રીતે વર્ત્યા વિના રહી શકે નહિ. દિવસના કોઇએક અમુક મહિનામાં અમુક તિથિએ કે અમુક સમયે માણસ એવા પ્રકારનું વર્તન ચલાવે કે જેના ઉપર એના પોતાનો કશોજ કાબૂ નથી એમ એ માનતો હોય ને બીજાને મનાવતો હોય, માણ-

સથી એમ કર્યા વિના રહેવાતુંજ નથી એ પ્રકારનું એ બહાનું બનાવતો હોય, આવી બધી ક્રિયાઓ માનસિક બિમારીની સૂચક છે. માનસ યંત્રમાં વિશ્લેષણની ક્રિયા શરૂ થાય તે પહેલાં કેટલીયે સૂચક ક્રિયાઓ જરા સૂક્ષ્મ નજરથી આપણે જોઇએ તો એવું સૂચન કરતી આપણને માલુમ પડે છે કે તેવી ક્રિયા કરનાર માણસ થોડાજ વખતમાં ગાંડપણના રોગનો ભોગ થઇ પડશે. આ બધા માનસિક રોગોની પાછળ એક યા બીજી વૃત્તિનું દમન રહેલું છે. આજે ધર્મને નામે કે નીતિને નામે, ડહાપણને નામે કે સભ્યતાને નામે, સંયમને નામે કે બ્રહ્મચર્યને નામે જે વિધિનિષેધો સમાજમાં પ્રચલિત છે તે માણસની જાતીયવૃત્તિનું ખૂબ જોરથી દમન કરે છે અને એ રીતે એ વૃત્તિને છંછેડી કે વિકૃત બનાવી માણસને નાના મોટા માનસિક રોગો તરફ ધસડી જાય છે.

આપણી પાસે ધર્મને નામે જે ક્રિયાકાંડો ને ભાવનાઓ પડેલાં છે તેનો ઉકેલ માનસવિજ્ઞાનના આ નવા દષ્ટિકોણથી કરવામાં આવે તો ઘડી માટે પણ એ ઘણો આઘાત ઉપજાવનારો નીવડે તેમ છે. મનુષ્ય જંગેલી દશામાંથી ધીમે ધીમે આજની સ્થિતિએ કેવી રીતે પહોંચ્યો છે, અને એ વિકાસક્રમમાં સામાજીક પ્રાણી બનવા માટે વ્યક્તિગત વૃત્તિઓને એક બાજુએ રાખતો કયા પ્રકારની સામુદાયિક વૃત્તિ સેવતો થયો છે એ ઇતિહાસ ઘણો રસિક છે. સમાજમાં આજે જે નીતિનિયમો દેખાય છે, જે સંસ્કારિતા દેખાય છે, જે સુધારાઓ દેખાય છે, અને જે ધર્મ દેખાય છે, તે બધુંજ આ વિકાસક્રમમાંથી અનિવાર્યપણે પસાર થઇને આજે આપણને મળેલું છે. એ બધાયનો જન્મ અને ઉછેર જે રીતે થતો આવ્યો તેના ઉપરજ આજની તેની સ્થિતિનો આધાર છે. આજે જો કોઇને નીતિનો નાશ દેખાતો હોય, અથવા તો ધર્મનો ઉચ્છેદ થતો દેખાતો

હોય, અથવા તો ભ્રષ્ટાચાર વધતો જતો માલુમ પડતો હોય તો એ અધુંજ સમાજના એના આજદિન સુધીના ઉછેર અને પાલનપોષણને આભારી છે. નવીન માનસવિજ્ઞાન આજની પરિસ્થિતિ ઉપર પોતાનો વેધક પ્રકાશ ફેંકે છે અને મૂળમાં રહેલા સડાને ખેંચીને બહાર આણે છે ત્યારે આજનો મનુષ્ય ભડકી ઉઠે છે. આપણે આજે સાંભળીએ છીએ કે આવતી કાલનો મનુષ્ય નીતિ વિહોણો અને ધર્મ વિરૂદ્ધ થશે. આપણે આજે સાંભળીએ છીએ કે મનુષ્ય ઇશ્વરને ફેંકી દઇ નાસ્તિકવાદ તરફ ઘસડાતો જાય છે. બરાબર આજ સમયે આ નવીન માનસવિજ્ઞાન આપણી પાસે આવે અને કહે કે અનીતિ ઢાંકવા માટે માણસ નીતિનો ઢોંગ કરે છે, અથવા તો ભ્રષ્ટાચારો ઉપર ઢાંકપિછોડો રાખવા માટે માણસ ધર્મ જેવી વસ્તુનું શરણ લે છે ત્યારે સહેજે આ વિજ્ઞાન તરફ આપણને શંકાની નજરથી જોવાનું મન થઇ જાય. આજે ચારેકોર ધર્મની બિમારી પ્રવર્તી રહી છે ત્યારે ધર્મને ઉદાત્તીકરણ માટે સાહજિક રીતે માણસને સ્વીકારવો પડયો તેમ કહેવું એ પણ ધર્મને નામે ચડી ગયેલાં જાળાંને ખંખેર-વામાં અંતરાયરૂપ બને તેવું છે. આ કાળમાં ઇશ્વરને પિતાની પ્રતિકૃતિ કહેવી અને ધર્મને ભયભીત માનસની બિમારી તરીકે ઓળખાવવો એ કામ ઘણું આકરૂં છે. માનસ પૃથક્કરણ મનુષ્યનાં અજ્ઞાન મનમાં પડેલા બળોને પિછાની લઇ પૃથક્કરણદ્વારા નગ્ન સત્ય રજુ કરે છે. એ વિજ્ઞાનને આજે જે કંઇ કહેવું પડે છે તે તરફ ઘૃણા કે અવ-ગણના કર્યા સિવાય એની સત્યાસત્યના તપાસવી એજ વૈજ્ઞાનિક બુદ્ધિવાળા મનુષ્યની ફરજ છે. આપણને ન રુચે તેવું બોલે અથવા તો આપણી રૂઢ માન્યતાઓને આઘાત પહોંચાડે તેવું કહે તેવે વખતે સહેજ પણ ચિડાયા સિવાય વૈજ્ઞાનિકની દૃષ્ટિથી એને તપાસવાની વૃત્તિ રાખવામાં વ્યક્તિ અને સમાજ બન્નેનું કલ્યાણ રહેલું છે. આ પુસ્તકમાં આવા વિષયો પરત્વે જે કહેવામાં આવ્યું છે તેના તરફ

વાંચનાર એક વૈજ્ઞાનિકની નજરથી જોશે તોજ તેમાંથી સત્યાસત્યની તારવણી કરી શકશે.

જેને આપણે વ્યક્તિગત નીતિ તેમજ સામાજીક નીતિ કહીએ છીએ તે શું છે? માણસ જન્મથી કોઇ પાપી ભાવના લઇ આવે છે કે કેમ? ભૂતપિશાચના વળગાડો ખરી રીતે શું સૂચવે છે? એ બધાયે પ્રશ્નોને પણ આ નવા વિજ્ઞાનના દૃષ્ટિકોણથી વિચારવા જેવા છે. આપણે સ્વીકારીએ કે ન સ્વીકારીએ તોપણ આ વિજ્ઞાન તો એનો ચોક્કસ ઉકેલ આપે છે મનુષ્યનાં અજ્ઞાન-મનમાં પડેલી અનેક પ્રકારની ગ્રંથિઓ પોતે જાણે પણ નહિ તેવી રીતે એની પાસે કામ કરાવે છે. મનુષ્ય ઘડીભર ભાન ભૂલે છે. એને પોતાનું વર્તન અગમ્ય જણાય છે. ઉભી થયેલી પરિસ્થિતિ એને ભેદી માલુમ પડે છે. આ બધાયનાં રહસ્યો ઉકેલવાનું કામ આ માનસવિજ્ઞાને હાથ ધર્યું છે. સમાજના કેટલાએક માનસિક રોગોને આ દૃષ્ટિથી સારવાર કરીને મટાડવાના પ્રયોગો થયા છે. જે પરિણામ આવ્યું છે ને હજુ પણ આવતું જાય છે તે ઉપરથી તો આપણે સ્વીકારવુંજ જોઇશે કે આ વિજ્ઞાન સાચે માર્ગે ચાલી રહ્યું છે અને એક દિવસ આપણે સૌએ તેનો માર્ગ સ્વીકારવોજ પડશે.

આજનું મનુષ્યપ્રાણી અનેક પ્રકારના સૂચનો અને સ્વયંસૂચનોથી પોતાનું જીવન ઘડે છે. આપણી નજર આગળ અલ્પતાનુભવ કરનારા માણસો તેમજ શ્રેષ્ઠતાનુભવ કરનારા માણસો સંખ્યાબંધ દેખાય છે. મનુષ્ય મનુષ્યના સંબંધો આવી તો કેટલીયે ગ્રંથિઓ દ્વારા મૂકાય છે. આપણી આજની સમાજરચના ઉપર પણ આ વિજ્ઞાન પોતાનો પ્રકાશ ફેંકે છે. એ પ્રકાશમાં મનુષ્ય અને સમાજ જેવાં છે તેવાંજ દેખાય છે. આ દર્શન બહુ ગમે તેવું નથી, પરંતુ આજે હવે એ દર્શન કર્યા વિના છૂટકો પણ નથી. આ નવા વિજ્ઞાનની ખૂબી એ છે કે

વ્યક્તિ અને સમાજ ધારે તો એમાંથી આત્મદર્શન કરી શકે તેમ છે. પૃથક્કરણનું શાસ્ત્ર માણસને પ્રથમજ પોતાનાં ખરાં સ્વરૂપનું ભાન કરાવે છે. એ આત્મદર્શન થયા પછીજ માણસ બીજાનું પૃથક્કરણ કરીને એને પણ પોતાનું દર્શન કરાવી શકશે.

આજનો મનુષ્ય અને આજનો આપણો સમાજ સંસ્કૃતિની દૃષ્ટિથી વિચારીએ તો કેવળ પ્રાથમિક દશામાંજ પડેલો છે. ડૉ. ફ્રૉઇડ તો કહે છે કે આજની આપણી સંસ્કૃતિ એ એક મોટો ભ્રમ છે. એ ભ્રમ કેવી રીતે છે તે સત્ય મનુષ્યનાં અને સમાજનાં વ્યક્તિગત અને સમૂહગત માનસનું પૃથક્કરણ કરીને આપણને તે દેખાડે છે. અજ્ઞાત મનુષ્યમાં રહેલાં બળની શક્યતાઓનો કોઈ પારજ નથી. જે પરિણામ હજારો વર્ષે આપણે લાવી શક્યા નથી તે સત્યનું દર્શન થયા પછી બહુ થોડા વખતમાં આપણે અવશ્ય લાવી શકીએ છીએ. મનુષ્યને સાચો સુખી બનાવવા માટે અને સત્યનિષ્ઠ બનાવવા માટે આજના યુગમાં વિવિધ બળો કામ કરી રહ્યાં છે; તેમાં આ માનસ-વિજ્ઞાન એક ઘણું મોટું બળ છે. એ વિજ્ઞાન આપણને જે કંઇ આપે છે અને આપશે એના વડે નકામી અને જૂની કેટલીયે વસ્તુઓ ફેંકી દઇ, કામની અને સત્ય વસ્તુઓ પામશું એ વાત નિઃસંદેહ છે. ભાઇ ચંદ્રભાઇએ આ પુસ્તક લખીને આ દૃષ્ટિએ ગુજરાતની જનતા પર એક પ્રકારનો ઉપકારજ કર્યો છે.

ભાઇ ચંદ્રભાઇ માનસવિજ્ઞાનના અભ્યાસી છે. એ અભ્યાસનું નવનીત પ્રજા સમક્ષ મૂકવાની આ પુસ્તકથી એમણે શરૂઆત કરી છે. પુસ્તક કટકે કટકે લખાયલું હોવાથી એમાં પુનરાવર્તનના દોષો દેખાય છે. વળી આજે તો ચંદ્રભાઇ પોતાને હાથ આવેલાં નવીન સત્યને ગુજરાતી સમાજ પાસે રજૂ કરવાની ખૂબ ઉતાવળ ધરાવે છે. એ ઉતાવળને કારણે કયાંક કયાંક પ્રચારકની દૃષ્ટિથી લખાએલું

વાંચનારને માલુમ પડશે પરંતુ એકંદરે આખું પુસ્તક વાંચનારને આ નવીન માનસવિજ્ઞાનમાં પ્રવેશ કરાવશે એમાં શંકાજ નથી. ચંદ્રભાઇએ મહિનાઓ સુધી મારી સાથે રહીને આ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે તેથી આવાં તો અનેક પુસ્તકો તેઓ આપવાના છે એવી આશા મારાથી રાખ્યા વિના રહી શકાતું નથી.

પુસ્તકનાં કેટલાંક પ્રકરણોમાં લેખકે થોડાંક દૃષ્ટાંતો આપેલાં છે. પ્રતિપાદિત તત્ત્વને વ્યવહારૂ બનાવવા માટે તેમજ વાંચનારને એ તત્ત્વ સહેલાઇથી સમજાઇ જાય એટલા માટે આવાં ઉદાહરણો ખૂબ જરૂરનાં હોય છે. પરંતુ આવાં પુસ્તકમાં કેવળ દૃષ્ટાંત ખાતર દૃષ્ટાંતો મૂકવાને બદલે એવાં દૃષ્ટાંતોનાં પૃથક્કરણ કરીને મૂકવામાં આવ્યાં હોત તો પુસ્તકની શાસ્ત્રીયતામાં ઓર વધારો થાત એમ કહ્યા વિના ન ચાલે. સાથે સાથે એક બીજી વસ્તુનો પણ નિર્દેશ કરવો જોઇએ. અનેક દૃષ્ટાંતો પૈકી એક દૃષ્ટાંત તો આ લેખક સાથે અંગત સંબંધ ધરાવનારૂં છે. જે રીતે એ મૂકવામાં આવ્યું છે તે રીત સુરૂચિનો ભંગ કરનારી દેખાય છે. લેખકે તેને વધારે સામાન્ય સ્વરૂપ આપ્યું હોત અથવા તો કોઇ નવુંજ દૃષ્ટાંત મૂક્યું હોત, તો વધારે ઠીક થાત. વિજ્ઞાન નગ્ન-સત્ય ભલે રજૂ કરે પરંતુ સુરૂચિનો ભંગ કરે તેવી રીતે તો નહીંજ.

સમાજના માનસશાસ્ત્રીઓ આ પુસ્તકને પોતાની કસોટી પર ચડાવે, અને આ વિષયને જાણતા એવા લેખો ને પુસ્તકો દ્વારા ગુજરાતની જનતાને વધારે જ્ઞાનવાન બનાવે તોજ લેખકનો શ્રમ સફળ થયો ગણાશે.

હરભાઇ

# નિવેદન

'મનુષ્યનું જીવન તરફનું વલણ બદલાય તો કેવું સારું થાય!' એવી ઇચ્છા માનવજીવનના પરિબળોની ગતિની દિશાઓ દેખનાર ને તે પર વિચાર કરનાર સૌને કોઇને કોઇ રીતે થયા કરી છે.

એવી એક કે બીજી ઇચ્છાના પરિણામે મનુષ્યના મનુષ્ય સાથેનાં સંબંધોની ઘટમાળે પલટા લીધા કરવાનો પ્રયત્ન કર્યો છે. અને તોય આજે મનુષ્ય મનુષ્યનો સંબંધ બદલાયો નથી—હતો તેથી વધારે ઘાતકી બની ગયો છે એવી કોઇ ગમતી અણગમતી વાત લેખક આ પુસ્તકમા માનસવિજ્ઞાનના દષ્ટિકોણથી દેખાડવા માગે છે.

'તે શું? માનસવિજ્ઞાનનો દષ્ટિકોણ તે શું!' એવો પ્રશ્ન તમને મને કે કોઇને થાય તો તેમા અજુગતું કાંઇજ નથી. આ પુસ્તક વાંચતા પહેલાં એ પ્રશ્ન પોતાનો ઉકેલ માગે છે.

આપણે મનુષ્યની આખી વિચારણાને બે મુખ્ય વિભાગમાં વહેંચી નાખીએ તો તે બે વિભાગોને તરંગ અને વિજ્ઞાનના વિભાગો કહેવાય. તરંગી વિચારણા એ પ્રાથમિક દશાની, બાલિશતાની અને ઉન્માદ કે ગાંડપણમાં ચાલતી વિચારણા છે એ વાત લેખક સ્પષ્ટ કરે છે અને સાથે સાથે બતાવે છે કે આજનો કાળ આપણી સમક્ષ વિજ્ઞાનિક વિચારણા રજૂ કરે છે. આપણે એ બન્ને વિચારણાના સંધિકાળમાં છીએ. આજે એ બન્ને વિચારણાઓ આપણને પોતપોતાની દિશામાં ખેંચે છે. એ ખેંચતાણની પીડા

આજના સંધિકાળમાં જીવનાર મનુષ્યે સહન કરવીજ રહી. એ પીડામાંથી આવતી કાલના વિજ્ઞાનિક વિચારણાના નવા પ્રાણ જન્મવાના છે.

પણ વિજ્ઞાનિક વિચારણા તે શું? વિજ્ઞાનિક વિચારણાના પાયામા કાર્ય કારણનો નિયમ કામ કરતો હોય છે. જ્યારે તરંગી વિચારણામાં મનુષ્યની દમન કરાયલી વૃત્તિઓ અને અંતોષ માટે દિવાસ્વપ્નોના, સ્વપ્નોના, કે ઉન્માદના તરંગોમા ઘસડી જતી હોય છે.

આપણી ગઇ કાલની વિચારણા, આપણો ગઇ કાલનો આદર્શ, આપણું ગઇકાલનું સાહિત્ય અને આપણા ગઇ કાલના આચાર-વિચાર, આપણી ગઇ કાલની દ્રષ્ટિને ગમે તેવા પવિત્ર કે બીવા જેવા લાગે તોય એમાંના ઘણાખરા તરંગી એટલે ઉન્માદના પ્રકારો જેવા લાગે છે એવી કડવી વાત કરવાની અનિવાર્ય ફરજ લેખક બજાવે છે અને કહે છે કે લાંબા કાળની અસમાન આર્થિક ઘટનાની વિકૃતિ જેવા ખાસ હક્કવાળા (Privileged Class) શોષક વર્ગે મનુષ્ય સમાજના એક મોથી મોટાભાગને તરંગી મનોદશામા રાખ્યો છે. આજના જીવન કલહ, અને આજની તરંગી મનોદશાના મૂળમાં અનેક જાતના ઉન્માદ અને વિકૃતીઓની ઉત્પાદક અસમાન આર્થિક ઘટનાજ છે.

એવી એવી વિજ્ઞાનની વાતો આજસુધીની તરંગી વિચારણાએ અને શાષક કે શોષક વર્ગે દબાવી છે, ને ગેરકાયદેસર ગણી દંડી છે. આપણો ઇતિહાસ તરંગીપણાના હેવાનિયતથી અને સત્તાવાળાઓની ઘાતક નીતિથી ભરેલો છે. જ્યારે જ્યારે તરંગ સામે વિજ્ઞાને માથું ઉંચક્યુ છે ત્યારે સર્વ સમયે શોષક સત્તાના પ્રતીક જેવી જલ્લાદની કુહાડી, વિજ્ઞાન સામે ઉગામાઇ છે કે ઉન્માદનો રોષ ફાટી નીકળ્યો

છે. આર્કિમિડીસ, ગેલિલીઓ, સર્વેટસ, બ્રુનો, જેવા અનેકોએ વાતની આહૂતી પૂરતા માનવવિકાસને મોખરે ઉભા છે. આજના આર્થિક વિજ્ઞાનના પ્રણેતા કાર્લમાર્ક્સ તથા માનસ પૃથક્કરણનો ઉત્પાદક ડૉ. ફ્રોઇડ એ બન્નેને પણ આજના તરંગી માનસે નથી રંગ્નડ્યા તેમ નથી.

અને તોય વિજ્ઞાનિક વિચારણા અટકી નથી અટકવાની નથી, કારણકે વિજ્ઞાનિક વિચારણા એજ એક માત્ર માનસ આરોગ્યનું લક્ષણ છે આજના નવીન કાળની નવીનતા એ નવીન વાતોમાં છે. એક આર્થિક સમાનતામા જવાની, બીજી તરંગમાંથી વિજ્ઞાનમા જવાની.

એ બેય વાતો ગુજરાતના વાચક સમાજને કરવાની આ અમારી **'ચાલો પલટીએ' ગ્રંથમાળા** ઉમેદ ધરાવે છે, એ વાતો વિચારને આચારની અનુરૂપ ક્રિયાઓ જન્માવે તેમા એ ગ્રંથમાળાની સાર્થકતા લેખાય એવી સાર્થકતા કે નિરર્થકતા પરિણામ નક્કી કરવાનું છે. આ ગ્રંથમાળાના આ પ્રથમ પુસ્તકના નિવેદનમા એટલુંજ કહેવું બસ થશે કે આ ગ્રંથમાળાને સાક્ષરપણાના નિરર્થક વિતંડાવાદમાં રસ ન હોવાથી અને સાક્ષરખોરીને એ ગ્રન્થમાળા સાહિત્યની વિકૃતી માનતી હોવાથી સાક્ષરપણાના કોઇ વિષય તે ચર્ચશે નહીં પણ મનુષ્ય મનુષ્યના સંબંધની દ્રષ્ટિએ આચાર ને વિચારના જુદાજુદા સ્વરૂપો ચર્ચશે.

અમારી **'ચાલો વિચારીએ' ગ્રંથમાળાનો** ઉદ્દેશ લોકસમાજની લાગણીને જગાડી આજની શોષક પરિસ્થિતિને સમજવા તેની બુદ્ધિને જગાડવાનો છે તથા **'ચાલો પલટીએ' ગ્રંથમાળા** વિચારક જુવાનોની બુદ્ધિને અડકી તેમની પીડિત માનવજાત તરફની લાગણીને જગાડવા માગેછે. એ દ્રષ્ટિએજ બન્ને ગ્રન્થમાળાના લખાણની શૈલિને સ્વરૂપોમાં ઉદ્દેશ એક હોવા છતાં ભિન્નતા રાખવામાં આવી છે. આશા છે કે

ગુજરાતી જનતા આવી જાતના સાહિત્યની જરૂરિયાતને સમજી આમાના આ સાહસને જરૂર અપનાવશે.

તા. ક.—માનસવિજ્ઞાન ગુજરાતી ભાષામાં નવોજ વિષય હોઈ એ વિષયની પરિભાષા હજી નક્કી કરવાની બાકી છે. લેખક આ પુસ્તકમાં વપરાયલા વિષયને અંગેના અંગ્રેજી શબ્દોનું ગુજરાતી આપી બાકીના અંગ્રેજી શબ્દોની એક યાદી સ્પષ્ટતા સાથે આ પુસ્તકને અંતે આપે છે અને તે તે શબ્દોને અનુરૂપ ગુજરાતીમાં ઉતારવા એ વિષયના નિષ્ણાતોને વિનવે છે.

પ્રકાશક.



## —વિચાર કરતા પહેલાં—

આપણા પહેલાં જીવી ગએલા જમાના તરફ બધા માન સાથે પણ એટલું તો કહેવું પડે છે કે તે કાળે સમાજને વિચાર કરતા નહોતું આવડતું, વિચાર જીરવતાં નહોતું આવડતું, વિચારને સમજતાં નહોતું આવડતું. આજના સમાજને એ બધું કેટલું આવડયું છે તે વિષય ચર્ચાસ્પદ છે એટલે તેમાં ન ઉતરતાં એમ કહીએ કે આજે આપણે વિચાર કરતાં પહેલાં વિચારના મૂળમાં જવાનો પ્રયત્ન કરવાનો વિચાર કરતાં શીખ્યા છીએ તથા આજના માનસ વિજ્ઞાને જુના સમયની એક છીછરી સમજને અહલે ઉંડાણથી સમજવાનો માર્ગ બતાવ્યો છે.

એકેએક કાળમાં ધર્મ અને વિજ્ઞાન વચ્ચે અથવા વ્હેમ અને વૈજ્ઞાનિક સમજ વચ્ચે ઝપાઝપી ચાલુજ રહી છે. આજે તે ઓછી થઇ છે તેમ કહી શકાય તેમ નથી. જ્યારે જ્યારે વૈજ્ઞાનિક સત્ય સમાજ સમક્ષ મૂકાયું છે ત્યારે ત્યારે વ્હેમ પર નભતા સમાજના માનસે તેનો વિરોધ કર્યો છે. આજે પણ એ માનસ ગયું નથી. વિરોધ ઓછો થયો નથી અને તોપણ આજની વૈજ્ઞાનિક વિચારણા

પ્રથમ કરતાં વધારે સ્પષ્ટ બની છે તે વાત ચોક્ખી છે.

જ્યારે જ્યારે વૈજ્ઞાનિક સત્ય જણાયું છે ત્યારે ત્યારે ધર્મ અને નીતિના બેહુદી માનસે તેનો વિરોધ કર્યો છે. યુરોપના ઇતિહાસમાં સોળમી સદીથી ઓગણીસમી સદીનો ઇતિહાસ વિજ્ઞાન અને વહેમની ઝપાઝપીનો ઇતિહાસ છે. એ ઇતિહાસમાં એકેએક વૈજ્ઞાનિક વિચાર ધર્મ અને પ્રચલિત નીતિના નામમાં હડધૂત થયો, વૈજ્ઞાનિક નાસ્તિક ને શાપિત લેખાયો. સામાજિક ને ધાર્મિક બહિષ્કાર પામ્યો, હડકાયા સમાજની પકડમાંથી બચવા ઠેરઠેર ભટક્યો અને પરિણામે ધર્મનાં કારાગારોમાં ભયંકર યાતનાઓ ભોગવતો સડ્યો કે ધાર્મિક અદાલતને આંગણે પવિત્ર મનાતી ધરતીને પોતાના નાસ્તિક લોહીથી ભ્રષ્ટ ન થવા દેવાની શિક્ષા પામી જીવતો સળગ્યો.

કોપરનીકસે પ્રથમ ધડાકો કર્યો પણ એ સમાજના વહેમના પંજામાં સપડાય તે પહેલાંજ મરણ પામ્યો હતો. ગેલિલીઓ વિજ્ઞાનિક વિચાર માટે જીવ્યો પણ જીવનાં કારાગારમાં સડ્યો અને અંધ બની અંતમાં આત્મલઘુતાથી મરણ પામ્યો. ચેમ્પમેન ટેકરા ઉપર સર્વેટસની ચિતા સળગી અને એની રાખે યુરોપને વૈજ્ઞાનિક વિચારણા માટે ઉશ્કેર્યું. ત્યાં તો વિસુવિયસની સોડમાંથી બ્રુનોએ ભડકો કર્યો ને વૈજ્ઞાનિક વિચાર કરવાના ગુન્હા માટે યુરોપમાં ભટકી અને ઠેરઠેર બહિષ્કાર પામી પાછો વતનમાં આવી જીવતો સળગ્યો.

આપણે વિચાર કરવાની તકલીફજ ન લઇએ તો ! એ બધી માથાકૂટમાંથી મુક્ત થઇ ખીચડી ખાઇને બેસી રહીએ તો શું ખોટું છે ? પણ આપણે એકલાં ખીચડિયાં પ્રાણી નથી. આપણે વિચાર કર્યા વિના ચલાવી શકીએ તેમ નથી. વિચાર કરવો એ આપણા જીવવાનું આવશ્યક અંગ છે.

અને વિચાર કરવો એટલે સમજવાનો પ્રયત્ન કરવો. વિચારની પ્રત્યેક ક્રિયા પોતાને કે બીજાને સમજવાના પ્રયત્ન માટે હોય છે. પણ આપણને વિચાર કરવાના વિજ્ઞાનનું ભાન ન હોવાથી પ્રયત્ન છતાં આપણે પોતાને કે બીજાને સાચી રીતે સમજી શકતાં નથી.

દરેક વસ્તુ કે ક્રિયા પાછળનું વિજ્ઞાન હોય છે આપણે આજ સુધીમાં આપણી ક્રિયાઓને વૈજ્ઞાનિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે. મનુષ્યના વિકાસનો ઇતિહાસ એટલે વહેમોમાંથી વિજ્ઞાનમાં જવાનો ઇતિહાસ. વૈજ્ઞાનિક થતાં મનુષ્યનેજ આવડે છે, ચકલી કે ગાયને નથી આવડતુ, કારણ એકલા માણસનેજ વિચાર કરતાં આવડે છે.

ચકલી હજારો વરસથી ચણે છે. એને ખીચડી રાંધતાં નથી આવડયું. વાંદર અનેક વરસોથી ઝાડપર રહેછે એને ઘર બાંધતાં ન આવડયુ અને ગાય ઘણાં વરસોથી જીવે છે તેમજ જીવે છે. મનુષ્ય પણ જીવે છે, પણ મનુષ્યે પોતાની જીવવાની ક્રિયાઓ બદલ્યાજ કરી છે, વધારે ને વધારે વૈજ્ઞાનિક બનાવી છે. એક કાળ હતો કે જ્યારે મનુષ્યના આદમદાદા રીંછના જેવા જાડાવાળની જટા વધારતા, કાચું માંસ ચાવી ખાતા, ગુસ્સે થતા ત્યારે વાઘ જેવું ઘુરકતા, બેખડ ઓઢીને રહેતા ને ટાઢે થરથર ધ્રુજતા તથા તાવ આવે ત્યારે તાવને દેવ માની પૂજતા.

માણસને વિચાર કરવાની ટેવ હતી. એણે વિચાર કર્યો. વિચાર કરતાં એ પોતાને અને બીજાને સમજ્યો. સમજતાં વૈજ્ઞાનિક થયો, એની એકેએક ક્રિયા વૈજ્ઞાનિક બનતી ગઇ. આજે એવા આદમનાં દિકરા દિકરીઓએ વાળની જાત સુધારી છે, મુંડન કરાવતાં, 'બોબ' બનાવતાં ને 'ક્લીનશેવ' કરાવતાં શીખ્યાં છે, ખોરાકને રાંધતાં શીખ્યાં છે. ગુસ્સે થાય તોય મીઠું હાસ્ય કરતાં શીખ્યાં છે. શાંતિસદન અને સિહસદનો ચણતાં શીખ્યાં છે. ટાઢ વાય

ત્યારે ઓવરકોટ ઓઢતાં શીખ્યાં છે અને તાવને દેવ કે દેવી માનવાને બદલે દવાખાનાની પ્રયોગશાળામાં જઈ તાવનાં જંતુઓની જાત જાણતાં શીખ્યાં છે.

એમ એકેએક કાળની મનુષ્યની કોઇની કોઇ ક્રિયાને વૈજ્ઞાનિક બનાવવાની વિશિષ્ટતા છે. આજના કાળની મનુષ્યને વિચારવામાં વૈજ્ઞાનિક બનાવવાની નવી વિશિષ્ટતા છે. મનુષ્યને વિજ્ઞાનની રીતે વિચાર કરતો બનાવવા માનસશાસ્ત્રે માથું ઉંચક્યું છે. આજસુધીની માણસની વિચાર કરવાની રીત તપાસી માનસવિજ્ઞાને સાચી રીતે વિચાર કરવામાં મદદ કરતાં ને અંતરાય બનતાં અનેક કારણો શોધી કાઢયાં છે અને વિચાર કરવાની વૈજ્ઞાનિક રીતની અનાવડનને કારણે આજસુધી માણસ પોતાને કે બીજાને સાચી રીતે સમજી શકયો નથી તે બતાવી આપ્યુ છે.

આજે વિચાર કરનારાઓએ વિચારની આગળપાછળીનુ માનસ સમજવું જરૂરનું છે. આપણે અમુકજ રીતે કોઇ સ્વરૂપનો વિચાર કેમ કરીએ છીએ? આપણે બીજાના વિચાર સાંભળવાની કે સમજવાની સહિષ્ણુતા કેમ બતાવી શકતાં નથી? આપણે પ્રચલિતથી જુદા કે નવા વિચારો સાંભળતા કેમ ભડકી ઉઠીએ છીએ? આપણે આપણા વિચારોને નિષ્પક્ષપાત નજરથી તપાસવાને બદલે અને સાચું લાગે તે સ્વિકારવાને બદલે આપણા ગમે તેવા વિચારોનો બચાવ કરવા કારણો શોધવા કેમ બેસી જઇએ છીએ? અને આપણા વિચારોને નિત્યનૂતન રાખવા, તેમને નવા જ્ઞાન ને વિજ્ઞાન સાથે, નવી બદલાતી સામાજીક આર્થિક ને રાજકીય પરિસ્થિતિ સાથે બંધ બેસતા કેમ રાખતા નથી?

અને વિચાર કરવાની બાબતમાં ઉઠતા આવા અનેક પ્રશ્નોના,

જવાબ નવીન માનસ વિજ્ઞાને અજ્ઞાન મનની શોધ કરીને આપ્યા છે. એ સર્વનાં અજ્ઞાન મનમાં પડેલાં અને આજ સુધી નહી જણાયલાં, નહીં સમજાયલાં ને અવગણાયલા અનેક કારણોને માનસવિજ્ઞાને પોતાનો શોધક પ્રકાશ નાખી સ્પષ્ટ કર્યા છે. એ સ્પષ્ટતાથી વિચાર કરવામાં આડે આવતા અનેક વ્હેમો ઉડવા માડ્યા છે, અનેક અંતરાયો અજાગ્ર થયા છે.

વિચાર કરવાનું વિજ્ઞાન જ્યારે આજ સુધી દેવ કે દેવીના અવાજ તરીકે ઓળખાયલા, અંતરાત્માના નાદ તરીકે ખપેલા, પયગંબરોના પ્રમાણ તરીકે મનાયલા, અને આકાશ-વાણી તરીકે સ્વીકારાયલા માનસવિજ્ઞાનના અજ્ઞાનને લીધે ઉભા થએલા વ્હેમોને પ્રયોગશાળામા બોલાવી વિજ્ઞાનની રીતે પૃથક્કરણમાં મકી જુવે છે અને એ સર્વને જેવા જણાય તેવા ઉઘાડા પાડવા માગે છે ત્યારે અત્યાર સુધી એ વિચાર કરવાના વ્હેમોના આશ્રય હેઠળ જીવતું માનસ ગભરાઇ ઉઠે છે, ઉશ્કેરાઇ જાય છે કે ભ્રષ્ટાચાર જુએ છે.

પણ એમ ગભરાઇ ઉઠવાનો, ઉશ્કેરાઇ જવાનો કે ભ્રષ્ટાચાર જોવાનો પ્રકાર પણ માનસ વૈજ્ઞાનિક ને મન એક માનસ વ્યતિકર હોવાથી વિચારને વૈજ્ઞાનિક કરવાના આગ્રહવાળો માનસ વૈજ્ઞાનિક વૈજ્ઞાનિકને સહજ એવી ધીરજ અને સ્વસ્થતાથી ન્યાય જેવો સ્વસ્થ અને સત્ય જેવો કઠોર બની પોતાનું કામ કર્યે જાય છે, દેવદેવીઓ કે ભૂતાવળો બની માણસજાતનો ભોગ લેતા વ્હેમો માણસ જાતને ધૃણાવતા અનેક માનસ વ્હેમોને સ્પષ્ટ કરતો જાય છે અને એમ કરતા જડ બનેલા વ્હેમી માનસની અનેક પ્રતિકૂળ પ્રતિક્રિયાઓને સહન કરતો હસે છે.

કહેવાનો એમ આશય નથી કે અત્યારસુધી કોઇ માનસ સત્યો શોધીજ નથી કઢાયાં, તત્ત્વચિંતકોએ સત્યની શોધમાં મનુષ્યના માનસનો એક કે બીજો ખૂણો શોધ્યો. તેમાં ઉઠતા વ્યતિકરો જોયા અને તે ઉપર ચિંતન ચલાવ્યું, પણ એ ચિંતનના પ્રકારોએ કોઇએ એક તો કોઇએ બીજું માનસતત્ત્વ નોખું લઇને સ્પષ્ટ કર્યું. કારણ તત્ત્વચિંતકો માનસ વૈજ્ઞાનિકો ન હતા. કોઇએ યોગની કોઇ વાતને સ્પષ્ટ કરવા, કોઇએ લાગણીના પ્રકારને સમજવા કોઇએ સ્થિતપ્રજ્ઞતા પર પ્રકાશ નાખવા તો કોઇએ વીતરાગતાને સ્પષ્ટ કરવા એક કે બીજી બાજુથી એક કે બીજો માનસક્રિયાનો પ્રકાર જોયો ને તે પર ચિંતન ચલાવ્યું. પણ એ બધું માનસ વિજ્ઞાનની દૃષ્ટિએ અધૂરું કે અપૂર્ણ લેખાય. માનસશાસ્ત્રને સ્વતંત્ર વિજ્ઞાન બનાવવાનું માન વુન્ટને ઘટે છે અને એ વિજ્ઞાનને સ્વતંત્ર શાસ્ત્રની મહત્તા આપવાનું માન ફ્રોઇડ, યુંગ અને આડલરને છે.

માનસ વિજ્ઞાનશાસ્ત્રના પ્રથમ પ્રણેતા ફ્રોઇડે માનસ સત્યને કોઇ નીતિના આદર્શ માટે, કોઇ મુક્ત જીવનના ધ્યેય માટે, કે કોઇ મોક્ષ ને બંધના કારણ તરીકે નથી જોયું, પણ નિત્ય જીવનના વ્યવહારમાં, જાગ્રત સ્વપ્નને સુષુપ્ત દશામાં, સમધારણ ને વિષમધારણ સ્થિતિમાં, આવેશને આવેગના સામાન્ય પ્રકારોમાં, ગાંડપણને ઉન્માદની નાનીમોટી બાબતોમાં જેવું જણાય તેવું જોયું અને એક વૈજ્ઞાનિકની રીતે જોયું તેવું જાહેર કર્યું.

કેવા વિચાર કરવા જોઇએ, કેવી લાગણીઓ અનુભવવી જોઇએ, અને કેવા સંયમ સેવવા જોઇએ એ બધી બાબતો નીતિશાસ્ત્રીઓને સોંપી એણે; એક વૈજ્ઞાનિકની સચોટ રીતે કેવા વિચાર કરાય છે, કેવી લાગણીઓ અનુભવાય છે. અને કેવા સંયમ સેવાય છે અને

એ બધું કેવી રીતે અને શાથી થાય છે તે બહુ સરળ સીધી અને સ્પષ્ટ ભાષામાં જગત સમક્ષ મૂકી દીધું. એ રીતે હજારો વરસના ઉપદેશો કે કાયદાઓ પછી મનુષ્યજાતની જે સંસ્કારિતા, જે નીતિમત્તા, જે માણસાઇ, મોટા પયગંબરો, સંતો ને વિભૂતિઓ નથી લાવી શક્યા તે લાવવાની અને માણસજાતને વધારે વિશુદ્ધ ને ઉંચા પ્રકારની બનાવવાની આશા એ માનસ વૈજ્ઞાનિક આપે છે.

અત્યાર સુધી, બધા સંતો ને મહંતોએ, પયગંબરો ને વિભૂતિઓએ મનુષ્યનું મન કેમ કામ કરે છે તે વૈજ્ઞાનિકની રીતે બતાવવાને બદલે કેવું હોવું જોઇએ તેનાજ ઉપદેશો દીધા કર્યાં. પરિણામે સંસ્કારિતાના ઓપ અપાયા, રોગપર મલમપટ્ટા કરાયા. મૂળમાંથી રોગ ડમાયો નહીં, આરોગ્ય આવ્યું નહીં.

માણસાઇ ઉપદેશોથી આવતી નથી, ધર્મશાસ્ત્રોમાંથી શીખાતી નથી, કાયદાઓથી અપાતી નથી એ વાત હવે ચોકખી થતી જાય છે. માણસાઈ એટલે મનુષ્યનો નિયમ. એ નિયમ બહારથી નથી સમજાતો. મનુષ્ય પોતાની જાતને અંદરથી જેવી જણાય તેવી જોઇનેજ સમજી શકે છે. માણસને એની જાતને તપાસી જોવાની બૂમ બહુ જુની છે, પણ જાતને જોવાનું આત્મદર્શનનું માનસવિજ્ઞાનશાસ્ત્ર નવું છે. આ યુગની એ વિશિષ્ટતા છે.

અત્યારસુધીમાં માણસે ઓછા અવલોકન નથી કર્યાં, ઓછાં ચિંતન નથી કર્યાં, ઓછી યાદશક્તિઓ નથી કેળવી, ઓછા નિર્ણયો નથી બાંધ્યા, પણ એ બધા ચિંતન, બધા વિચારો, બધી યાદગીરીઓ અને બધા નિર્ણયોના મૂળ એ જાણતો તેથીયે વધારે ઉંડાં હતાં. એ સર્વના કારણને એણે જ્ઞાતમનમા જોવાનો પ્રયત્ન

કર્યો, પણ એમાનો મોટો ભાગ અજ્ઞાત હોવાથી એ પોતાની માનસ ક્રિયાઓનાં કારણોને ન સમજ્યો. એટલે અધૂરા સમજ્યો કે ખોટાં સમજ્યો.

આજે વિચાર કરતાં પહેલા સૌથી પ્રથમ જાણવાની વાત એ છે કે આપણા અજ્ઞાત કે આંતર મનમાં આપણને ખબર નથી એવી અનેક ઇચ્છાઓ, એવી અનેક લાગણીઓ કે વાછનાઓ, અને એવી અનેક વાસનાઓ બહાર આવવાની રાહ જોતી પડી હોય છે. એમાંની ઘણી ખરી તો બાળપણમાજ બાઝી જાય છે અને આપણા વિચારો કે નિર્ણયોને ન સમજાય તેવી રીતે અસર કર્યાજ કરે છે.

આપણા કે બીજાના વિચારને સમજતા કે તોલતા પહેલાં અને આપણા બીજાની સાથેના ને બીજાના આપણી સાથેના સંબંધોને સમજતા પહેલા આપણે નવાયુગની અજ્ઞાત મનની શોધને અવગણી શકીએ તેમ નથી. આપણા જૂના ચિંતકોએ અજ્ઞાત કે આતર મનનું બહુ અધૂરૂં ઓળખાણ આપ્યું છે. એવી ઓળખથી ઘડાયલા અધૂરા જ્ઞાનથી આપણે આપણા વિચારોને સમજ્યા છીએ અને તેથી આપણે આપણી વિચાર કરવાની કળાનો સંપૂર્ણપણે વિજ્ઞાનની પદ્ધતિએ વિકાસ કરી શક્યા નથી તથા આપણા મતમતાંતરોને શુદ્ધ રાખી શકતા નથી.

જરાક પાસેના ભૂતકાળમા નજર નાખીએ. આપણા તે સમયના વિચારો ને મતો તપાસીએ. એ બધું તપાસતાં આપણને આપણી માન્યતાઓ ને વિચારોને જોઇ આપણી મશ્કરીમા હિકકે, હસવાનું આત્મ તિરસ્કારમા નીચું ભાળી દેવાનું, આત્મભાનથી શરમાઇ જવાનું અને આપણી જાતને સંતાડવાનું મન નથી થતું? જેવું આપાનું

તેવુંજ બીજાનું સમજવું પોતાની જાતને પાછા ફરીને જોતાં એવુંજ બીજા અનેકને થતું હશે, આપણા જેવાજ મુરખ કે શરમાવવા જેવા વિચારો એ લોકોએ પણ કર્યા હશે.

એ સર્વ શરમાવા જેવા અંગત કે ખાનગી વિચારોનાં સાચા કારણો શોધી કાઢવાનું આપણને ભાન હોત તો ! એ બધાં અજ્ઞાન કારણોને દીવા જેવાં સ્પષ્ટ કરી આપણી સમક્ષ કોઇએ મૂકયાં હોત તો ! તો આપણે એ બધું કેવી સરસ રીતે સમજી શકયા હોત ! તો આપણા માથામા કેવો સરસ પ્રકાશ નંખાયો હોત અને તો આપણી વિચાર કરવાની કે માન્યતાઓ બાધવાની રીત કેવી સીધી, સચોટ, સ્પષ્ટ, સરળ ને સાચી હોત ! તથા આપણે કેવા પશ્ચાતાપો અને માનસરોગોમાથી બચી ગયા હોત !

ભાનપૂર્વક થતા વિચારોમા આપણને ઘણા મૂર્ખાઇ ભર્યા વિચારો કરવાનું મન થઇ જાય છે, ઘણા અનીતિમાન માનતા વિચારો કરી દેવાય છે. અને ઘણી અસંગત બાબતો યાદ આવી જાય છે. પણ આપણે આપણા સામાજિક અસ્તિત્વના ભાનમાં હોવાથી કોઇ વિચારોને અંદરના સંકોચ, શરમ, કે ઉપહાસથી દબાવી દઇએ છીએ, કોઇ વિચારોને અનીતિમાન થવાના પાપથી ડરાવીએ છીએ અને કોઈને સમાજના કાયદાઓથી દબાવીએ છીએ અને પછી પાછા ડાહ્યાડમરા થઇ હસતે મોઢે શાણી શાણી વાતો કરવા માંડીએ છીએ.

પણ કોઈ વખત અંદરના આવેગો આપણને છોડતા નથી. આપણે ભાનમા હોઇએ તોય અર્ધા ભાન ભૂલ્યા જેવા થઇ જઇએ છીએ. આપણને આપણા વિચારો તરફના આપણા ઉપહાસ કે સંકોચને, આપણા વિચારો સામે મૂકાયલા ભય ને દંડને ઘડીભર

ભૂલી જઇએ છીએ. આપણે એકાંત શોધી તરંગમાં પડીએ છીએ અને પછી તો આપણો ઘોડો લગામ વિના દોડયે જાય છે. એ કયા જાય છે ને નહીં કહું, કારણ તમને, મને અને સર્વને એની દિશાઓની ખબર છે.

આપણે ઉંઘી જઇએ છીએ. ઉંઘમાય આપણા વિચારો અટકતા નથી. એ સમયે આપણાં ઘણાખરાં બંધનો તૂટી ગયાં હોય છે. આપણે આપણા પ્રિય અહંના આવેગો સંતોષવા માંડીએ છીએ. આપણે સ્વપ્નમા, પરસ્રીનો કે પરપુરૂષનો સંગ સેવતાં ડરતા નથી. આપણે ચોરી કે વ્યભિચાર કરવાની પણ હિંમત કરીએ છીએ. ઘડીક આપણે ભાષણો આપવા મંડી જઇએ છીએ તો ઘડીકમા વાઘ સાથે કુસ્તી કરી પડીએ છીએ કે ઉડવા માંડીએ છીએ. એ સમયની બધી વાતો, વિચારો ને અનુભવો તમે કે હું જેને તેને એકદમ કહી દેવાનું ઠીક ધારતા નથી, કારણ એમાના ઘણાંખરા તો ભારે રમૂજી હોય છે ઘણા શરમાવે તેવાં અને હાસ્યાસ્પદ હોય છે અને ઘણાખરા ખૂબ કરૂણ હોય છે. એ બધાનો મોટો ભાગ ખાનગી હોય છે અને એ બધાના કારણ અત્યંત ખાનગી ને અજ્ઞાત રહે છે. અજ્ઞાત રહ્યા રહ્યા એ કારણો બહુ વિચિત્ર રીતે કોઇકોઇ વેળા જ્ઞાત થાય છે. આપણી પાસે વિચિત્ર ને ન સમજાય તેવા કામો કરાવે છે. આપણા અભિપ્રાયો ને માન્યતાઓ બાંધે છે અને આપણા હર્ષ તથા શોકને, લોભ અને અદેખાઇ, તિરસ્કાર અને ધિક્કારને, આપણી આશા અને નિરાશાને ઘડે છે. આપણને મતામહી કે ધર્માંધ પણ બનાવી મૂકે છે, આપણને અસહિષ્ણુ ને બીકણ કરી મૂકે છે અને કોઇ વેળા આપણને ગાંડા બનાવે છે કે આપણી પાસે આપઘાત પણ કરાવે છે.

આવા આપણા દરરોજના વિચારો છે, આવા આપણાં

વિચાર કરવાનાં અજ્ઞાત કારણો છે, આપણે બહાર દેખાડીએ છીએ તેના કરતા જૂદી જાતની આપણી અંદર નિરંતર ઉઠતી વિચાર કરવાની ક્રિયાપ્રક્રિયાઓ છે. એ બધાને સમજ્યા વિના ચાલવાનું નથી. એ બધાને સમજ્યા વિના અહિંસાનો પરમ મંત્ર ગોખવાથી આપણે સંસ્કારી થવાના નથી. એ બધાને સમજ્યા વિના ગીતાના સ્થિતપ્રજ્ઞના શ્લોકો ગોખવાથી કે પ્રાર્થનાઓમાં સ્તોત્રો ભણવાથી કે ભજનો ગાવાથી આપણને મોક્ષ મળવાનો નથી. આ બધાની વૈજ્ઞાનિક સમજ વિના ઉપદેશો કે ઉપવાસો કંઇ ઉકાળવાના નથી, વ્રતો કે નિયમો સાચું કલ્યાણ કરવાના નથી. સાચી સમજપૂર્વક વિચાર કરતાં ન શીખીએ તો આપણે સુધરવાના નથી કોઇને સુધારવાનાં નથી, ભણવાના નથી ભણાવી શકવાના નથી. માનસ-વિજ્ઞાનની આ મોટી શોધ છે. એ ક્ષેત્રમાં એવી મોટી શોધ આગળ ઉપર થઇ નથી.

પણ આપણી પવિત્ર માન્યતાઓ આપણા વ્હાલા વિચારો, અને આપણા મનમતાંતરો તપાસી જોવાનું આપણને ગમતું નથી. આપણે માનતા આવ્યા તેમ માન્યા કરવાનું મન થાય છે. આપણે વિચારતા આવ્યા તેમ વિચાર્યા કરવાનું ગમે છે. એ બધાને તપાસી નવેસરથી વિચાર કરવાનું કોઇ આપણને કહે તો આપણને ગુસ્સો ચઢે છે. અને આપણા જૂના વિચારો ને વળગી રહેવા માટે આપણે તર્કવાદમાં ઉતરી વિતંડી બની કારણો શોધવા મચી પડીએ છીએ. વિચારો કરતાં પહેલા આપણું એ વલણ પણ આપણે સમજી જવું જોઇશે

માણસને ઘેર બાળકો જન્મે છે. એક બાળક મુસલમાનને ઘેર જન્મે છે, બીજું બ્રાહ્મણને ત્યાં જન્મે છે, ત્રીજું જૈન વાણીઆને

ત્યાં આવે છે, ચોથું કોઇ સ્વામીનારાયણને ત્યાં જન્મે છે, પાંચમું એક સમાજવાદી નાસ્તિકને ત્યાં જન્મે છે.

એક બાળક વિચારે છે હું મુસલમાન છું, બીજું ધારે છે હું બ્રાહ્મણ છું, ત્રીજું માને છે કે હું જૈન છું અને ચોથું પોતાની જાતને સ્વામીનારાયણ માને છે તથા પાંચમું પોતાને નાસ્તિક માને છે. આમાનું એકે બાલક ખરી રીતે વિચાર કરતું નથી પણ પોતા પર થએલા સૂચનનેજ (suggestion) જણાવી જાય છે. એ બાલક વૃદ્ધ થઇને મરી જાય ત્યાંસુધી ઘણી વેળા તો એને વિચાર કરવા દેવામા આવતોજ નથી પણ આસપાસથી મળેલા સૂચનોજ એની પાસે બોલાવવામા આવે છે.

એજ રીતે આર્યસમાજિષ્ટ ભાઇ કે બહેન હવન હોમને આગળ ધરે છે, ભગત સમાજવાદીને વખોડી કાઢે છે, મૂડીવાદી સોશીઅલીઝમની સામે બોલવા બેસે છે અને સ્વામીનારાયણ ધર્મને માનનાર નીતિના મરજાદી ઉપદેશો દેવા માંડે છે. એટલે ઘણા ખરાતો વિચાર કરતાજ હોતા નથી પણ કોઈ વ્યક્તિ, સમાજ કે સંજોગોથી પોતાપર થએલા સૂચનોનેજ બોલતા હોય છે તો થોડાંક ભણેલાં હોય તો એ સૂચનોના બચાવ માટે કારણો શોધવાના તર્કવાદમા ઉતરી પડતા હોય છે. આપણે ઘણી વાર વિચાર કરતાજ હોતા નથી પણ સૂચનો સાંભળતા હોઇએ છીએ. આપણા અજ્ઞાન કે માનસિક નબળાઇને લીધે થોડાક સૂચનો સ્વીકારી લેતા હોઇએ છીએ અને એ સૂચનોને રક્ષવા કારણો શોધવા મચી પડતાં હોઇએ છીએ. આપણે એ સૂચનોના અસરથી મુક્ત થઇ વિચાર કરતા શીખીએ ત્યારે સૂચનોની અસરથી અત્યાર સુધી ઉભા કરેલા આપણા તર્કવાદો (Rationalisations) માટે આપણને જરૂર શરમ આવે.

આપણે આપણા પર થતાં સૂચનોને સમજી જઇએ, આપણી માનસ ક્રિયાના અનેક જ્ઞાત, તેમજ અજ્ઞાત કારણોને સમજતા થઇએ, આપણને સપડાવતી અનેક પકડોમાથી બચી જતા શીખીએ. વળી આપણે આપણી નિશાળોને ધર્મના અખાડા કે નોકરશાહીના કારખાના મટાડી સ્વતંત્ર શાળાઓ બનાવીએ, આપણા સામાજીક જીવનને અનેક વ્હેમોમાથી મુક્ત કરીએ ત્યારે અને ત્યારથીજ અનેક જાતનાં મેસ્મેરીઝમ કે હીપ્નોટીઝમના ઝેરી સૂચનોમાથી મુક્ત થઇ આપણે આપણી માનસ શકિતઓ તર્કવાદમા ( rationalisations ) ગુમાવવાને બદલે સાચીરીતે વિચાર કરવામા યોગ્ય થઇએ.

બાળકને ઘોડીઆમાથીજ વિચાર કરવા દેવામા આવતું નથી. મોટું થતા ધર્મ એના વિચાર કરવાના વેગને રૂંધે છે કે ચૂંથે છે, આર્થિક સંજોગો એની વિચાર કરવાની શકિતને મારી નાખે છે, પ્રજાનું કલ્યાણ કરવાનો ઢોંગ લઇને દારૂ ગોળાના ઢગલાપર બેઠેલી સરકાર વ્યકિતને વિચાર કરવાના આરોપ માટે ભયંકર શિક્ષાઓ કરે છે

એ રીતે વિચાર કરતા અટકાવવામાં આવેલા બાળકોને એક બાજુથી માબાપ, બીજી બાજુથી નિશાળના શિક્ષકો, ત્રીજી તરફથી ધર્મના અખાડાઓ અને ચોથી તરફથી સરકાર અનેક પ્રકારનાં સૂચનો આપે છે. બિચારા બાળકો એ સૂચનો સ્વીકારે છે અને માને છે કે પોતે વિચાર કરે છે. અને પછી 'મેસ્મેરીસ્ટ કે હીપ્નોટીસ્ટ'ના વિષયની જેમ પોતાને મળેલાં સૂચનો ઉચ્ચારે છે તથા સૂચનો માટે અનેક જાતના કજીઆ અને કંકાસ કરે છે. મનુષ્યના બાળકને સૂચનોની ઝેરી અસરમાથી મુકત કરી મિથ્યાતર્કવાદના વિનાશક પંજામાથી છોડાવી સાચીરીતે વિચાર કરતું બનાવવાની પ્રથમ ફરજ શિક્ષકોની છે. અને શિક્ષણને સરકાર થી, ધર્મથી, શ્રીમંતોની ખુશામતથી, મુકત કર્યા વિના કોઇ શિક્ષક એ ફરજ બજાવી શકવાનો નથી.

એ માટે આપણો નવો અભ્યાસ ક્રમ, આપણી નવી શાળાઓ આપણા નવા શિક્ષકો, અને શિક્ષણની આપણી નવી યોજનાઓ એ બધું બાળકને સૂચનોમાંથી મુક્ત થઇ વિચાર કરતું કરવા માટેજ ઘડાય એ તમને ઠીક નથી લાગતું ? અને એમ થાય ત્યારેજ આપણે આજે જેને વિચારો માનીએ છીએ તેમાંના ઘણાખરાં કેવળ સૂચનોજ ઠરશે એટલુંજ નહીં પણ આપણાં આજનાં ધર્મશાસ્ત્રો, અર્થશાસ્ત્રો રાજ્યનીતિઓ, સમાજનીતિઓ અને નીતિશાસ્ત્રો, કોઇએક કે એકથી વધારે સૂચનનો મિથ્યા બચાવ કરવાના તર્કવાદો ( rationlisations ) નીકળશે, અને વિચાર કરતા નવા માનસને સાચા વિચારથી આવેલી પોતાની અને બીજાની સાચી સમજ પ્રમાણે નવું અર્થશાસ્ત્ર નવો સમાજ અને નવી રાજ્યનીતિ રચવાની જરૂર જણાશે. આવા ભાવીથી તમને કુશંકાઓ આવે કે તમને થએલાં સૂચનો ધાંધલ મચાવે તોય તમારે સૂચનોના ઝેરને ઓળખી જઇ તમારૂં બાળક વિચાર કરતું બને એવી પરિસ્થિતિ અનિવાર્ય રીતે આવે તો તેને આવકારવા તમારે ખુશ મિજાજથી તૈયાર રહેવું પડશે.

સૂચનનો સ્વભાવ અનુસરવાનો છે, વિચારનો સ્વભાવ સર્જન કરવાનો છે. જે વ્યકિત કે સમાજ કોઇ જાતનાં સૂચનનું વિધેય બને છે તેના જીવનમા કેવળ અંધ અનુસરણ હોય છે. સર્જન નહીં જેવું હોય છે. સર્જન અટકી જતાં જીવનની નવીનતા અટકી જાય છે. નવીનતા અટકતા જૂનું થએલું જીવન સાચાજીવન સાથે બંધ બેસતું થઇ શકતું નથી અને પછી બધી બાજુથી સડવા માંડે છે.

પ્રજાના જીવનને સર્જનાત્મક રાખવાની જવાબદારી ઘણા જૂના સમયથી શિક્ષકે સ્વીકારી છે. એ શિક્ષક સમાજ જ્યારે સ્વાર્થી

કે દુકાનદાર બની પોતાની જવાબદારી ભૂલે છે ત્યારે સમાજ અધઃ-
પતન પામે છે. વિપરીત કાલના મુખ્ય કારણ રૂપે સ્વાર્થી કે દુકાન-
દાર બનેલી સરકાર તો હોય છેજ પણ એ અનિષ્ટ કાર્યનું કારણ
શિક્ષક પણ અવશ્ય હોય છે. શિક્ષક જાગે તો આખી પ્રજાને
વિચાર કરતી કરી શકે છે અને સામાજિક અનેક અનિષ્ટોનાં
કારણરૂપ સંસ્કારને પણ બદલી શકે છે. પરંતુ જ્યાંસુધી ભયને
લાલચના જંગલી પ્રકારો પર નભતા અને કોઇપણ જાતની દુકાન-
દારી, કારકુની અને બધા પ્રકારની ગુલામીની તાલીમ આપતી
સરકારી પરીક્ષા પીઠોના અભ્યાસક્રમને વફાદાર રહી પેટ ભરવાની
આશાએ સેવનાર કોઇપણ શિક્ષક જાગવાનો નથી, ત્યાસુધી શિક્ષણ
નવીનતા ધરવાનું નથી, બાળક વિચાર કરતું થવાનું નથી.

અને તોય બાળકને વિચાર કરતુ કરવાની ફરજ એકલા
શિક્ષકોની જ છે, એટલે શિક્ષકોને જાગ્યા વિના ચાલવાનું નથી,
શિક્ષણ નવીનતા ધર્યા વિના રહેવાનું નથી, બાળકને વિચાર કરતું
બન્યા વિના અટકવાનું નથી. આજે એ કાળ આવી લાગ્યો છે કે
આવતી કાલનું બાળક વિચાર કરતું બન્યુંજ હશે અને વિચાર કર-
વાના વ્હેમોના જુના થરો ઉખેડી નાખતું હશે. આવતી કાલનાં
વિદ્યાર્થીઓ આજના કેદખાના અને ઝેરી કારખાના જેવી શાળા-
ઓની સાંકળો તોડી નાખવાના છે, આવતી કાલનાં છોકરાં આજની
ગુલામી શાળાઓની સંકુચિત દિવાલો તોડી નાખી મેદાન કે વેરાનમાં
બેસી જીવતાને મરતા સાચી માણસાઇના પાઠ જાણવાનાં જ છે.
આજનો શિક્ષક એ બધું સમજી જાય તોજ આવતી કાલે પોતાનું
શિક્ષક તરીકેનું પદ જાળવી રાખી શકવાનો છે.

આજનું બાળક આવતી કાલે વિચાર કરતું થઇ જશે તો શું
થઇ જશે! તો શેષ સળકવાનો નથી, પૃથ્વી ડોલવાની નથી, ધરતીકંપો

ને જ્વાલામુખીઓ ફાટી નીકળવાના નથી, પ્રલયનાં પાણી ફરી વળવાના નથી, બધે ભ્રષ્ટાચાર ને વ્યભિચાર ફેલાવાના નથી. ચોરી કે લૂંટ, જુલ્મ કે અત્યાચાર કાયદેસર થવાનાં નથી. બાળક વિચાર કરતું થશે ત્યારે વ્હેમ જતા રહી વૈજ્ઞાનિક સમજ આવશે, ત્યારે માલિક ને મિલ્કતના, ગુલામ ને શેઠના મનુષ્યત્વને અપમાન પમાડનારા સંબંધો જતા રહી મનુષ્ય મનુષ્ય વચ્ચેના સહકારના ન્યાયી, માનભર્યા ને માણસાઈવાળા સંબંધો બંધાશે. ખરું જોતા તો કોઈ જાતના પરિણામોની અપેક્ષા વિના પણ, બાળક વિચાર કરતું થાય, પોતાની જાતને અને બીજાને સાચા વિજ્ઞાનની રીતે સમજતુ થાય તેજ એને માટે આવશ્યક છે–અત્યન્ત આવશ્યક છે.

બાળક વિચાર કરતું થશે ત્યારે મિથ્યા તરંગો છોડી વૈજ્ઞાનિક કલ્પનાઓનુ સેવન કરશે, સૂચનોના વિષય બનવાની ઝેરી અસરમાંથી મુક્ત થશે, અને પોતાના વ્હેમોને, અંધ માન્યતાઓને, સૂચનોને અને મતમતાંતરોના મિથ્યા બચાવ કરવાના તર્કવાદને ( Rationalisations ) અનુપયોગી ગણશે.

જ્યારે જ્યારે જે યુગમા કોઈ વ્યક્તિ કે સમાજ વિચાર કરતું થયુ છે ત્યારે ત્યારે સર્જન થયું છે અને પ્રજાની સર્જનશક્તિએ મનુષ્યનો કોઈને કોઈ દિશામા વિકાસ સાધ્યો છે. એવો વિકાસ ન થયો હોત તો મનુષ્ય આજે પણ પ્રાથમિકદશામા બેખડો ખોદીને રહેતો હોત, કંદ મૂળ કે કાચુ માસ ખાઇને ભૂખ શમાવતો હોત, અને ગોરીલાની જેમ નગ્ન દેહ લઇ આમ તેમ ભટકતો હોત કે ઝાડની છાલ કે રીંછનું ચામડું ઓઢી શિકારની શોધમા રખડતો હોત.

પણ અત્યાર સુધીના એકેએક કાળમા મનુષ્યના વિચાર

કરવાના હક્ક પર તરાપ મારવામાં આવી છે. એકેએક કામમાં વિચાર કરતા મનુષ્યના જ્ઞાનતંતુ ખેંચી કાઢવામાં આવ્યા છે. એક સમયે ધર્મની સામે કુદરતનાં સત્યો મૂકનાર વિચારકની ખૂરી હાલત થતી આજે મનુષ્ય મનુષ્યના ન્યાયી સંબંધની વાત કરનાર સામે પિસ્તોલ ધરાય છે.

મનુષ્યના સર્જક વિચારની આડે આવનાર અનેક પ્રકારના સૂચનોથી જડભરત બનેલો લોક સમુદાય એકલોજ નથી હોતો પણ ડાહ્યાડમરા ગણાતા નીતિમાનો ને ધાર્મિકો પણ હોય છે. બાળકની સ્વયંસ્ફૂર્તિની વાતો હાંકનારા અને કેળવણીકારો હોવાના પરવાના લઇ ફરનારા શિક્ષકો પણ હોય છે. વળી મેલા સ્વાર્થને જોખમમાં આવતો જોતા શ્રીમંતો તથા શ્રીમંતોએ ખરીદેલા વર્તમાનપત્રોના તંત્રીઓ તથા કાયદો અને વ્યવસ્થા સંભાળવા નીકળી પડેલી સરકારોયે હોય છે. એ સૌ આજના અજ્ઞાનને અને અત્યાર સુધીના વ્હેમો તેમજ ભૂલોને જાળવી રાખવાનો અને સર્જક વિચારને રોકી રાખવાનો પ્રયત્ન કરતા હોય છે.

આજે સમાજની મૂઢતા, સ્થિતિચૂસ્તતા અસહિષ્ણુતા અને માણસાઈ વિનાના સંબંધો એ સૌ જાળવી રાખવાનું ઉપલા વર્ગને ઘટે છે. સર્જક વિચારના અભાવને લીધેજ પોતાના ગૌર દેહને મખમલ કે રેશમના ભાતભાતના પોષાકમાં સજનારને ખરબચડા ને સૂકાઇ જઇ કાળા પડેલા લાખો હાર વિષે કોઇજ જાતનો વિચાર કરવાનુ મન થતું નથી અને તેજ રીતે રંગમહેલોની અગાસીઓના ધાબા ઉપરથી કે વિલાસભવનોના ઝરૂખામાંથી આખા જગતપર તુચ્છ દષ્ટિ નાખતા ભાઇ સાહેબો અને બાઇ સાહેબોને પત્થરને ફોડી ફોડી અને ચૂનાને ગુંદી ગુંદી, ચૂનાને પત્થરના ઢગલામાંથી આવું સુંદર રૂપ રચનાર ભૂખે મરતાં ને અજ્ઞાનમાં સડતાં અનેક

શરીરોનાં પરસેવાનાં ટીપાં કે લોહીનાં આંસુ લૂછવાનો વિચાર પણ નથી આવતો, અને તોય એ સૌ વિદ્વાનો છે, શાણાં છે, શ્રીમંતો છે, નીતિમાનો છે, આબરૂદારો છે, અમલદારો છે.

આપણે ત્યાં વિજ્ઞાન પરીક્ષાઓ લાખો છોકરાં છોકરીઓએ પસાર કરી છતાં કોઇએ પ્રયોગ કરવાની હામ ભીડી નથી, આપણે ત્યાં ભણાઇ ભણાઇને અનેક ભૂગોળો ફાટી ગઈ છતાં કોઇએ શિહોરના ડુંગરા પર પણ ચઢી જોયું નથી કે ઉત્તર ધ્રુવમાં પૃથ્વીનો છેડો શોધવા જવાનો વિચાર સરખોય કર્યો નથી, અને આપણે ત્યાં અર્થશાસ્ત્રો, રાજ્યનીતિઓ અને સમાજનીતિઓ ઉપર એકપર બીજાં ભાષણો દેવાતાં છતાં કોઈના દીકરા દીકરીએ મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ સુધારવા વચમાં જે આવે તે સહન કરવાનો નિશ્ચય કર્યો નથી. આપણી નિશાળોએ નિશાળની દિવાલો વચ્ચેજ હિમાલયનાં શિખરો અને પેસિફિક મહાસાગરો બતાવ્યા છે તથા કલકત્તાથી કરાંચી સુધીની અને સીલોનથી ભૂતાન સુધીની સફરો કરાવી છે. અને એ બધાંની આપણી આજની પરીક્ષા પીડાએ ત્રણ દિવસની અંદર પરીક્ષાઓ લઇ લઇ કોઇ માઠા દિવસે એક સાથે પરિણામો જાહેર કર્યાં છે. મનુષ્યના બાળકને વિચાર મૂઢ બનાવનાર આપણા કંગાળ શિક્ષણે છોકરાંને વેદિયાં બનાવ્યાં છે, જીવવાનું ને મરવાનું સાચું શિક્ષણ પામેલાં મનુષ્યો નથી બનાવ્યાં.

એવા ઝેરી શિક્ષણમાં ઉછરનાર આપણા વિચારપર કાપ મૂકાયો છે અને તેથીજ ખૂબ સલામતથી પહેલા કે છેલ્લા વર્ગની ખુરશીમાં બેસી સિનેમાના ચિત્રપટ પર આવતાં ભયંકર જંગલો જોઇ અનેક પ્રકારની લાગણીઓ અનુભવીને જ આપણે સંતોષ માન્યો છે. આપણા શિક્ષણે એથી આગળ સાચા જંગલમાં એકલા જઈ અનુભવાય તેવા ભાવો અનુભવવાનું સાહસ આપણને નથી શીખવ્યું તેવીજ રીતે

આપણા વિચારપર કાપ મૂકનાર શિક્ષણ પામેલા સમાજે માણસ વચ્ચે સ્વયંસ્ફૂર્તિવાળા સાચા અને સ્વાભાવિક સંબંધો બાંધવાની છૂટ નથી આપી, પણ મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધોને નફાતોટાની અને માલિકપણાની અનેક રીતોથી ચૂંથ્યા છે.

મનુષ્યનું બાળક વિચાર કરતું થાય તો એ બધું–આપણી માન્યતાઓ, આપણા આચાર વિચારો, આપણી સભ્યતાઓ કોઇપણ જાતની પવિત્ર બીક કે ડર રાખ્યા વિના તપાસી જુવે અને નવાં સર્જન કરે. મનુષ્યની અંગત બાબતોને વધારે સ્વતંત્રને સ્વાભાવિક થવા દે તથા અત્યારના કાયદાઓની વ્યવસ્થાના નામમાં આવેલી આર્થિકને સામાજિક અંધાધૂંધીને ખોદી કાઢે.

આજના યુગના માનસશાસ્ત્રની એ વિશિષ્ટતા છે. આજના બાળકને એ વિજ્ઞાન વિચાર કરતું બનાવે તોજ માણસ જાતે કુદરતને સમજી પ્રાપ્ત કરેલું અસાધારણ સામર્થ્ય શોભે અને મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ માનભર્યો થાય. શિક્ષકો આ નવાયુગની નવી અને અત્યન્ત સૂક્ષ્મ વાત સમજી જાય અને ગમે તે ભોગે બાળકનું શિક્ષણ તેને વિચાર કરતું બનાવવાના એક લક્ષ્યને ધ્યાનમાં રાખી ઘડે તોજ શિક્ષકના નામનો અર્થ સાર્થક થાય.

# માનસશાસ્ત્ર : જૂનું અને નવું

માનસશાસ્ત્રને વિજ્ઞાન થયે હજુ બે દસકા જ થયા છે. ત્યાં સુધી માનસશાસ્ત્ર શાસ્ત્ર હતુ એટલુ જ. એ શાસ્ત્રનો માનવ-જીવનની ભાષામાં કોઇ ચોક્કસ અર્થ થયો નહોતો. આપણા દેશની સરકારી વિદ્યાપીઠોમાં તો આજે પણ માનસશાસ્ત્ર વિજ્ઞાન બન્યું તે પહેલાંનું કેવળ અર્ધસત્યોવાળું માનસશાસ્ત્ર શિખવાય છે. જે શિક્ષણપ્રથાઓમાં જીવન તરફની વફાદારી હોતી નથી તેમાં અભ્યાસક્રમ જીવતા નથી હોતા. એવાં શિક્ષણતંત્રોમાં સમાજનું સાચું જીવન અટકી ગયું હોય છે, જીવનને સતત જીવતો રાખનાર કાળ અટકી ગયો હોય છે. આપણી દુનિયામાં આજે વીસમા શતકનું પાંત્રીસમુ વરસ ચાલે છે; આપણા શિક્ષણજગતમાં કાળ હજુ અઢારમી સદીથી આગળ નહિ વધ્યો હોય!

મને યાદ આવે છે, ચાર વરસ પહેલાં કૉલેજના ચોથા વરસમાં હું માનસશાસ્ત્ર શીખતો હતો. એ માનસશાસ્ત્રમાં વોલિશનની, કોગ્નિશનની અને એફેક્શનની વ્યાખ્યાઓ આવતી, થોડીક સિદ્ધાંતની ચર્ચાઓ આવતી, શરીર ને મનના સંબંધની વાતો આવતી, અને

એથી આગળ વધીને ક્રિયા પ્રતિક્રિયાના દેડકાં ને માણસો પર કરેલા થોડાએક પ્રયોગો આવતા. એ બધાંનો પ્રશ્નપત્ર નીકળતો અને ધડકતે હૃદયે અમે પરીક્ષા આપતા.

જગત માનસસત્યોથી વિમુખ હોય ત્યારે આટલું શિખવાય તો તો ઠીક; પણ આજથી ચાર વરસ પહેલાં નવા માનસશાસ્ત્રની શોધ થયાને સોળ વરસ વીત્યા પછી, ખોટી ઠરેલી ને અડધી સાચી માનસશાસ્ત્રની હકીકતોજ અમારા માથામાં ભરવામાં આવતી. એટલું જ નહિ પણ આજે પણ સ્થિતિ સુધરી હોય એવું મારા જાણવામાં નથી. એ અભ્યાસનાં બે વરસો દરમિયાન મારા કાનમાં અત્યારના માનસશાસ્ત્રના ફ્રોઇડ, યુંગ અને આડલર જેવા સમર્થ વૈજ્ઞાનિકોનાં નામ પણ નહોતાં પડયાં. એવા નામ માત્રનો ઉચ્ચાર સરખો પણ અમારા કોઇએ કર્યો હોય એવું મને યાદ નથી.

માનસશાસ્ત્ર વિજ્ઞાન પણ નહોતું ને સ્વતંત્ર શાસ્ત્ર પણ નહોતું, ત્યારે તત્ત્વજ્ઞાનના વિશાળ વિષયનું એ માત્ર એક નાનકડું અંગ હતું. તત્ત્વજ્ઞાનમાં ગણાતું અધ્યાત્મશાસ્ત્ર એને કોઇ વાર પોતાની દૃષ્ટિએ ઉથલાવતું, કોઇવાર નીતિશાસ્ત્ર એને પોતાની પક્ષપાતી દૃષ્ટિએ ચૂંથતું, અને ઘણીવાર યોગવિદ્યાને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના પોતાના મૂળભૂત સૂત્રને મદદરૂપ બનાવવા એને ઉકેલવું પડતું. એવા ખેંચાખેંચીના સમયમાં, માનસશાસ્ત્રનો કોઇ ચોક્કસ અર્થ ન હોય કે કોઇ સ્થાન ન હોઇ શકે, તે વાત સમજવી અઘરી નથી.

માનસશાસ્ત્રને એ બધી પકડોમાંથી છોડાવી, એને સ્વતંત્ર અસ્તિત્વ આપવાનું ને માનસશાસ્ત્રનો ચોક્કસ અર્થ રચવાનું માન 'વુંટ' ને ઘટે છે.

એ પહેલાંના કાળમાં જ્યારે માનસશાસ્ત્ર તત્ત્વજ્ઞાનનું એક નાનું સરખું પ્રકરણ માત્ર હતું, ત્યારે જીવનથી ને જગતથી દૂર ઊડી ચિંતનો કરવાનો એક આવેગ આવ્યો હતો. ત્યારનાં ઉડ્ડયનોમાં બુદ્ધિને આંખો મીંચી મારી મૂકવામાં આવતી, અને બુદ્ધિમાનોમાં 'બીજ પહેલું કે ઝાડ' એવી ચર્ચાઓ જ્ઞાનનો વિષય થઈ પડતી.

એવા જ્ઞાનના એક પક્ષી જમાના સામે જુદી જુદી પ્રતિક્રિયાઓ થઈ. જેમાંની એક પ્રતિક્રિયાના રંગે માનસશાસ્ત્ર પણ રંગાયું. માનસશાસ્ત્રને બધી રીતે સ્થૂલ દૃષ્ટિએ જોવાનો પ્રયત્ન થયો, માનસ આવિષ્કારના ભૌતિક વિજ્ઞાનની રીતે અર્થો થયા, જ્ઞાનતંતુઓના થડકારા માપવાના સમયનાં માપના જ પ્રયોગો માનસશાસ્ત્ર પર થયા.

એ કાળમાં શરીરની સ્થૂળ મર્યાદાઓ છોડીને માનસશાસ્ત્ર ત્યારે આગળ ન ગયું. શરીરના મન પર થતા સ્થૂળ આવિષ્કારનાં અવલોકનથી તે સમયનું અવલોકન વધારે આગળ ન વધ્યું, અને દીવાલોની વચમાંની સંકુચિત પ્રયોગશાળાઓની બહાર તે સમયનું માનસશાસ્ત્ર ન નીકળ્યું. પરિણામે માનસશાસ્ત્રે સ્વતંત્ર થયા છતાં પણ શરીર–માનસશાસ્ત્રનું સ્વરૂપ પકડયું, અને દરરોજના જીવન સાથે સીધો સંબંધ ન બાંધ્યો.

એથી દરરોજના વ્યવહારના પ્રશ્નો ચર્ચાયા નહિ. દરરોજના અનુભવમાંથી ઊઠતી ગૂંચો ઉકેલાઇ નહિ, અંદરના અવાજ પરખાયા નહિ, માનસનું સાચું ઊંડાણ મપાયું નહિ, મનુષ્યના કોયડા રૂપ બનતા પ્રશ્નો પર પ્રકાશ ફેંકાયો નહિ, કે મનુષ્યના અનેક માનસિક રોગોના ઉપાયો યોજાયા નહિ. એમ જીવનથી અળગું રહેલું માનસશાસ્ત્ર બે પાંચ વિદ્વાનોનો વિષય બની બુદ્ધિના તાંડવમાં ઉપયોગી થવા સિવાય બીજું કાંઇ બન્યું નહિ.

પણ વિજ્ઞાન આગળ વધતું હતું; દેશકાળના અંતરાયો ભુંસાયે જતા હતા; નવાં વાહન ને નવાં સાધનો બન્યે જતાં હતાં; નવાં દૃષ્ટિબિંદુઓ માનવ દૃષ્ટિકાણને બદલયે જતાં હતાં, અને નવા જમાનાના નવા ફાટેલા પ્રશ્નો નવા ઉકેલ માગી રહ્યા હતા. ત્યારે માનસશાસ્ત્રને પણ આગળ વધવું પડયું: ત્યારે માનસશાસ્ત્રને કેવળ શાસ્ત્ર મટી વિજ્ઞાન બનવું પડયું.

કેવળ શાસ્ત્રીય ચર્ચાઓને અળગી કરી, દેડકાં અને માણસના નાનતંતુના થડકાર માપવાની પ્રયોગશાળાઓની દીવાલોમાંથી બહાર નીકળી, માનસશાસ્ત્રીએ માનવ જીવનના કોયડા ઉકેલવાનું વિજ્ઞાન રચવું જોઇએ એવી માગણીઓ થવા લાગી.

વિદ્વત્તાની રમઝક સહેજ નરમ પડી. માનસશાસ્ત્ર સંકુચિત પ્રયોગશાળાની બહાર આવતું લાગ્યું. એની મદદે વૈદક આવ્યું. એણે તો કયારનાય મનુષ્યનાં દરદોના ઉપાય યોજવાની મથામણો શરૂ કરી હતી; અને મનુષ્યનાં દરદો એકલા શરીર સાથેજ નહિ પણ મન સાથે પણ જોડાએલાં છે એમ જણાતાં ડૉક્ટર ચાર્કોટ અને બર્નહીમે એ દરદોની શોધમાં શરીર શાસ્ત્રની મર્યાદા વટાવી હતી, અને માનસશાસ્ત્રની હદમાં પ્રવેશ કર્યો હતો.

ત્યાં જઇ તેમણે અઢારમી સદીમાં જે ' મેસ્મેરીઝમને ' નામે ઓળખાતું અને ઓગણીશમી સદીના અંતમાં જે ' એનીમલ મેગ્નેટીઝમ ' બન્યું હતું તેમાંથી માનસ રોગચિકિત્સા માટે ' હિપ્નોટીઝમ ' શોધાયું. એથી આગળ વધી જ્ઞાત પ્રદેશથી થોડેક નીચે ઉતરી જેનેટે વૈદકીય માનસશાસ્ત્રનો પાયો નાખ્યો. આ રીતે જીવનની સીધી જરૂરિયાતમાંથી જન્મ પામી માણસના માનસરોગના ઉપાયની અપેક્ષાએ, માનસશાસ્ત્રનું વિજ્ઞાન વૈદક શાસ્ત્રમાંથી ઉદય પામ્યું; અને કેવળ માન-

-રોગના પ્રદેશમાંથી બહાર નીકળી આજે મનુષ્ય મનુષ્યના અનેક સંબંધો ચર્ચતું, મનના અત્યાર સુધી અજ્ઞાત રહેલા પ્રદેશો પર પ્રકાશ પાડતું અને મનુષ્યની અત્યાર સુધી ખોટી રીતે સમજાયેલી સંસ્થાઓના આદિઅંતને સ્પષ્ટ કરતું એક સ્વતંત્ર વિજ્ઞાન બની ઉભું છે.

ચાર્કોટ સાથે માનસરોગની ચિકિત્સામાં એકલો જેનેટ ન હતો; ફ્રોઈડ પણ હતો. ચાર્કોટે અનેક રહસ્યોથી ભરપૂર એવી શોધખોળ કરવા જેવી દિશા સૂચવી. જેનેટે જ્ઞાત પ્રદેશથી થોડેક દૂર અર્ધજ્ઞાન ( Sub-conscious ) સુધી નજર નાખી, ચાર્કોટ સાથે ચિકિત્સામાં બધું ધ્યાન આપ્યું. એ બંને સાથે ચાર્કોટના બીજા વિદ્યાર્થી ફ્રોઇડે પણ માનસરોગોના ઉકેલ માટે હિપ્નોટીઝમનો ઉપયોગ કરવા માંડ્યો હતો. એણે વિયેનામાં રહી હિપ્નોટીઝમના અનેક પ્રયોગો કરી જોયા હતા. વૈદકશાસ્ત્ર જેને અવગણ્યું હતું, જૂના માનસશાસ્ત્રનો જ્યાં પ્રવેશ નહોતો, એવા મનના કોઇ અગાધ ને અણુખેડાયલા પ્રદેશમાં ફ્રોઇડ ઊતરતો જતો હતો. એણે ૧૮૯૯ માં માનસશાસ્ત્રની અસાધારણ શક્યતાઓ ને ઊંડાણ તરફ દિશાસૂચન કરતા પોતાના પ્રયોગો ને અનુભવોનું એક પુસ્તક લખ્યું. તોય હજુ ફ્રોઇડનું નામ ડોક્ટરોના સમુદાયથી બહાર નીકળ્યું ન હતું.

વિદ્વાનો ને ચિંતકો વિચારમાં પડ્યા. ફ્રોઇડે કોઇ ગહનનામાં હાથ નાખી અત્યાર સુધીના ચમત્કારોનું, હિસ્ટીરિયાનું, ભૂતપ્રેતાદિનું અસંબદ્ધતાઓનું, અણસમજાયલા આવેશોનું રહેઠાણ ગોતી કાઢ્યું; એ બધાંનાં કારણો શોધી કાઢવાની આગાહી આપી, કોયડાઓને ઉકેલવાનું વચન આપ્યું, અસંબદ્ધતાઓને સુસંબદ્ધ બનાવવાનો માર્ગ દેખાડી આપ્યો તથા અત્યાર સુધી ચમત્કાર મનાતા અનેક આવિષ્કારોને સ્પષ્ટ બનાવી સમજણની કોટિમાં મૂકી દેવાની જાહેરાત કરી.

૧૯૦૦ ની સાલમાં એણે સ્વપ્નની રચના ને નિયમની શોધ કરી. અત્યાર સુધી સ્વપ્નો એક મોટો ગૂંચવાડો હતાં, હસી કાઢવા જેવાં હતાં, કઢંગાં હતાં. અત્યાર સુધી સ્વપ્નોનો ઉકેલ ધર્મગુરુઓના હાથમાં હતો. એને લીધે સ્વપ્નોના અર્થ અટકળ આશરે કે અંગત પ્રેરણાઓ પ્રમાણે થતા. શ્રદ્ધાવાનોને ભય કે લાલચમાં નાખવાના સાધન તરીકે ભવિષ્યવાણી બોલવા સ્વપ્નો સાધનરૂપ બનતાં. આજે એણે સ્વપ્નનો અર્થ શોધ્યો. એમાં કોઇ અર્થવાળી ને ઇરાદાવાળી વ્યવસ્થા જોઇ, ઇચ્છાતૃપ્તિ જોઈ, રૂપકોના અર્થ વાંચ્યા અને આખા સ્વપ્નના તંત્રને માનસઉકેલના એક વિશાળ વિષયરૂપે જગત સમક્ષ રજુ કર્યું.

એટલામાં અર્થશાસ્ત્રની વિકૃતિ જેવું, સૈકાઓના શોષણના અનિવાર્ય પરિણામ જેવું, આખા જગતને શાપરૂપ બનેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ. એની સાથે જગતની ગરીબાઇ વધી, વિનાશ વધ્યો, અનિષ્ટો ઉભરાયાં, શોષણ વધ્યું માનવસમાજમાં એકબીજા વચ્ચે દ્રોહ ને તિરસ્કારનાં વાતાવરણ વધ્યાં. અને લડાઇને અંગે શારીરિક ને માનસિક રોગો વધ્યા.

યૂરોપમાં દવાખાનાં ઉભરાયાં. આખું યૂરોપ રણભૂમિ પર ને દવાખાનામાં ઉન્માદનાં પરિણામ સેવી રહ્યું. આવાં શરીરો ને મન આયાઓ ને ડોકટરોની સારવાર નીચે આવ્યાં. લડાઇના અનેક પ્રકારના ભયોના આઘાતોથી ઉન્મત્ત કે ગાંડા થયેલા અનેક દરદીઓની સારવાર કરવાનું કામ માનસચિકિત્સકોને હાથ આવ્યું.

આ અચાનક ઉભી થયેલી જરુરિયાતે વિજ્ઞાન બનતા જતા માનસશાસ્ત્રની અત્યંત ઉપયોગી વ્યવહારિક બાજુ બનાવી આપી. વિજ્ઞાનની કોઇ પણ શોધખોળની જેમ મનુષ્યના જીવનના પ્રશ્નો

ઉકેલવા માટે, અને માણસના દર્દોના ઉપાય યોજવા માટે માનસ-વિજ્ઞાન પણ વપરાયું. આ પરિસ્થિતિએ ફ્રોઇડને માનસવિજ્ઞાનનાં ઊંડાણ શોધવાની સોંઘી તક આપી. માનવજાત તરફની એની સહૃદય સહાનુભૂતિએ એની બુદ્ધિને પ્રેરી; જાગેલી બુદ્ધિએ માનસરહસ્યો પર શોધક પ્રકાશ નાખ્યો. એણે મનુષ્યના મનનાં રહસ્યોને સૌને સમજવા માટે ખુલ્લાં મૂક્યાં. અત્યાર સુધી બંધ રહેલી એક મોટી અત્યંત અગત્યની જીવનપ્રયોગશાળાનાં બારણાં ઉઘાડયાં. માનવ સમાજને મોટરો કે આગગાડીઓ અને ટેલીફોન કે વીજળીના દીવા આપનારાઓ કરતાં એણે કોઈ વધારે મહત્ત્વની, વધારે જરૂરિયાતની ને વધારે ઉપયોગિતાની ભેટ ધરી. વૈજ્ઞાનિકની એ અસાધારણ ભેટને સમાજ આજ નહિ સમજે તોયે આવતી કાલે તો જરૂર સત્કારશે જ.

ફ્રોઇડની સાથે બીજાં બે નામ પણ આગળ આવ્યાં એક યુંગ અને બીજું આડલર. એ બંને ફ્રોઇડના શિષ્યો હતા. ફ્રોઇડ સખત વૈજ્ઞાનિક રહ્યો. યુંગે તત્ત્વચિંતકની રીતે વિજ્ઞાનને હાથ ધર્યું; આડલરે એ વિજ્ઞાનની એક અમુક બાજુને વિસ્તારી. ફ્રોઇડે પોતાના માનસ-શાસ્ત્રને માનસપૃથક્કરણનું નામ આપ્યું. યુંગે પૃથક્કરણશીલ માનસ-શાસ્ત્ર નામ રાખ્યું અને આડલરે વ્યક્તિગત માનસશાસ્ત્ર નામ રાખ્યું. એ રીતે મૂળ વૈજ્ઞાનિકથી એ બંને અમુક અમુક રીતે જુદા પડયા.

ફ્રોઇડે પોતાના માનસશાસ્ત્રમાં આજના અને ગઇ કાલના જીવને હડધૂત કરેલી જાતિયતા ( Sexuality ) ને આગળ આણી. યુંગે અહંની આગળ પાછળ માનસપૃથક્કરણશાસ્ત્ર વણ્યું, અને આડલરે સત્તાને વચમાં બેસાડી વ્યક્તિગત માનસશાસ્ત્ર રચ્યું. એ ત્રણે જણા અજ્ઞાત મનના અસ્તિત્વમાં તો સંમત રહ્યા.

યુંગની અજ્ઞાત મનની ભાવના ફ્રોઇડથી જુદી પડી. ફ્રોઇડના

અજ્ઞાત મનમાં માત્ર બાલિશ જાતીય ઇચ્છાઓ, જાતીયગ્રંથિઓ, માબાપ સાથેની ક્રિયા પ્રતિક્રિયાઓ, અને ભૂલી જવાયલા બાળપણના ખાસ કરીને દુઃખદ અનુભવો એટલું આવ્યું. યુંગના અજ્ઞાત મને ખૂબ વિસ્તારવાળું સ્વરૂપ પકડ્યું. એ અજ્ઞાત મનમાં વારસામાં મળેલાં બધાં ચિત્રો, આખી માણસજાતની સંસ્કૃતિનાં ડહાપણ વગેરે વધારામાં આવ્યું. યુંગે એને 'કલેક્ટીવ અનકોનશિયસ' કહ્યું.

ફ્રોઇડની શોધે પોતાના અજ્ઞાત મનથી કેવળ અપરિચિત સમાજના મોટા ભાગને એક કડવો આઘાત આપી વિચાર કરતો બનાવ્યો. નાનું સરખું બાળક પોતાનાં માબાપ સાથે જાતીય રીતે આકર્ષાય છે, તથા બાપ અને દીકરીના તેમજ મા અને દીકરાના સંબંધમાં જાતીય તત્ત્વ રહેલું છે, એવી ફ્રોઇડની શોધોએ અત્યાર સુધીના નીતિભીરૂ અને ધર્મભીરૂ સમાજને ઉપરતળે કર્યો. માનસચિકિત્સકની સામે માનસરોગી ધૂંધવાય તેમ એ લોકોએ ફ્રોઇડની આ શોધ સામે રોષ કાઢ્યો.

તે સમયે ફ્રોઇડના વિદ્યાર્થી તરીકે ફ્રોઇડ સાથે માનસપૃથક્કરણના પ્રયોગો કરી જોતાં યુંગે ફ્રોઇડના માનસશાસ્ત્રના મૂળમાં સંમત થઇ, જાતીયતાથી જુદો સૂર કાઢી જાહેર કર્યું કે ફ્રોઇડનો જાતીય સિદ્ધાંત એકપક્ષી છે તથા પોતે તે સાથે પૂરો સંમત નથી. એ જુદાઈ આગળથી યુંગે ફ્રોઇડના માનસશાસ્ત્રથી સહેજ જુદો ફાંટો કાઢ્યો. એ બંનેની જુદાઇને નિષ્પક્ષપાત નજરે નિહાળી બંનેના ગુણદોષ જોખવાને આ લેખ પૂરતો ન થાય. પણ વીસ વરસ પહેલાંજ શરૂ થયેલા આત્મદર્શનના શાસ્ત્રમાં પ્રવેશ કરવા માટે આટલી હકીકત બસ થશે.

વીસ વરસ પહેલાં પણ આજે શોધાયલું અજ્ઞાત મન અને તેની અનેકવિધ ગ્રંથિઓ હતાં. આજ સુધી આપણે એ સર્વને સમજ્યા

વિના એ સર્વના આવિષ્કારોની સાથે કેવું મૃદતાભરેલું વર્તન ચલાવ્યું છે, અને પરિણામે માનસરોગનાં અને કાયદાઓનાં કેવાં અનિષ્ટ પરિણામો ભોગવ્યાં છે તે આપણે જાણીએ છીએ. આજે માનસ-વિજ્ઞાને આત્મદર્શન કરવાનું શાસ્ત્ર રચ્યું છતાં આપણે અંધારામાં બાથોડિયાં મારવાનું દીધે રાખીએ, અને બહારના પ્રકાશને આપણા જોખમે ઉવેખ્યા કરીએ એ કોઇ બુદ્ધિમાનને છાજે કે પાલવે તેવું નથી.

આજે આપણને ખબર પડવા માંડી છે કે આપણને અજ્ઞાત મન છે. આજે આત્મદર્શનશાસ્ત્રે દેખાડી આપ્યું છે કે તે ચોક્કસ રીતોથી પૃથક્કૃત થઈ શકે તેવું છે. એ વાતનો ખ્યાલ ઘણા જૂના કાળથી એકેએક પ્રજાએ કર્યો છે. આત્મદર્શન કરવાનો સાદ ઉપનિષદ ને ગીતા જેટલો સોક્રેટીસ ને ઇસુ જેટલો, બુદ્ધ ને મહાવીર જેટલો જૂનો છે. પણ એ કાળજૂના સાદની વૈજ્ઞાનિક રીતે અમલ કરવાની ને આત્મદર્શનશાસ્ત્રને ચોક્કસ પદ્ધતિસર સૌને માટે ખુલ્લું મૂકવાની રીત તે આજની વિશિષ્ટતા છે. વીસમું શતક એ અત્યંત ઉપયોગી શોધને માટે જરૂર મગરૂરરહેશે.

જેનેટ, ફ્રોઇડ, યુંગ અને એડલરે અનેક અનુભવો પછી જગત સમક્ષ માનસશાસ્ત્રીય નવું દૃષ્ટિબિંદુ રજુ કર્યું છે. એની એક સૌથી અગત્યની વાત એ છે, કે વિષમધારણ માનસના અનેક રોગોના પ્રકારો ને ગાંડપણની જાતો, આજના સમધારણ માનસવાળા મનુષ્યોના માનસવ્યાપારોના જ તુલા ગુમાવેલા વ્યતિકરો છે. જેને આપણે સમધારણ (normal) અને તંદુરસ્ત માનસવાળું મનુષ્ય કહીએ છીએ, તેના માનસવ્યાપારોમાં અને હિસ્ટીરિયા તથા ગાંડપણના અને ચિત્તભ્રમના રોગવાળા વિષમધારણ (abnormal) દરદીઓમાં ઝાઝો ફેર હોતો નથી. તંદુરસ્ત સમધારણ મનુષ્યમાં એવી જાતના

મનોવ્યાપાર હોવા છતાં સમતોલપણું જળવાઇ રહે છે જ્યારે બીજામાં કોઇ અસાધારણ આવેગ એ તુલાને ખોવડાવી દે છે. તુલા ખોવાતાં એક પોતાના માનસવ્યાપારોને બહારના જીવન સાથે બંધ બેસતા કરી શકતું નથી, બીજું તુલા જાળવી રાખી પોતાના માનસવ્યાપારોને બહારની પરિસ્થિતિ સાથે બંધબેસતું કરી સમતાવાળું જીવન જીવી શકે છે.

એ રીતે નવીન માનસવિજ્ઞાને મનની વિષમધારણ [abnormal] અને સમધારણ [normal] સ્થિતિમાં માનસવ્યાપારોનું અનેક પ્રકારનું સામ્ય જોયું. એ બન્નેમાં વિરોધ માત્ર પ્રમાણનો જ હતો, તે ચોક્કસ અવલોકનો ને પ્રયોગો પરથી દેખાડી આપ્યું. વિષમધારણ મનુષ્યોના અવલોકન પરથી અને ખાસ કરી માનસિક રોગોમાંથી શરૂ થએલું માનસવિજ્ઞાન આ સામ્યને લીધે એકેએક સમ કે વિષમ માનસ વ્યાપારને માટે પોતાનાં સત્યો મૂકી શક્યું તથા પોતાના શોધખોળના વિષય તરીકે સમગ્ર માનવજીવનને આવરી શક્યું.

આજનું નવીન માનસવિજ્ઞાન પોતાના પ્રદેશ તરીકે અત્યંત વિસ્તારવાળા માનસપ્રદેશને લઇને ઉભું છે. વિષય [ subject ] એના મધ્યબિંદુએ છે. આત્મદર્શન એનો ઉદ્દેશ છે. બહારના સંજોગોને બંધબેસતી રીતે જીવવું એ મનોવ્યાપારની એક ક્રિયાપદ્ધતિ લેખાય છે. બહારના સંજોગોની અનેક અટપટોમાં બંધ બેસતા ન થઇ રહે તેવા વ્યાપારો અગાધ અજ્ઞાત પ્રદેશમાં જઇને બહાર આવવાની રાહ જોતા પડયા રહે એવો એ ક્રિયાપદ્ધતિનો ક્રમ છે અને એજ ક્રમ પ્રમાણે તુલા ખોવાતાં અનેક જાતના માનસરોગો અને ગાંડપણના પ્રકારો ફાટી નીકળે છે એવી એની જાહેરાત છે.

એ રીતે સમગ્ર જીવનને આવરી લેતા નવીન માનસવિજ્ઞાનનાં મૂળભૂત લક્ષણો બહાર આવ્યાં છે અને તોય આ તો નમ્ર શરૂઆત

કહેવાય. માનવજીવનના પ્રશ્નોમાં રસવાળી એકેએક વ્યક્તિ માટે રહસ્યો ગોતવાનું એક અમર્યાદિત ક્ષેત્ર તે આજે ખુલ્લું મૂકે છે. એ રીતે ફ્રોઈડ, જેનેટ, યુંગ અને એડલર જેવા એના પ્રણેતાઓ ભાવિ પ્રજાના શોધખોળના વિષય તરીકે મનના અમર્યાદ ક્ષેત્રને ખુલ્લું મૂકનારાજ કહેવાય.

નવીન માનસવિજ્ઞાનનાં બળો અને માનસવ્યાપારને ગતિમાન કરનાર મનની અંદરના બુદ્ધિમાન તંત્રો નીતિમાન કે અનીતિમાન નથી દેખાયાં પણ વિનીતિમાન ( a-moral ) જણાયાં છે. આત્મદર્શનને પદ્ધતિસર ને ઘટનાયુક્ત રીતે સમજ્યા પછી મનુષ્ય નીતિના કેવા નિયમ રચશે, ધર્મનાં કેવાં મંદિરો બાંધશે તથા આસ્તિક થશે કે નાસ્તિક—આવા પ્રશ્નો કે શંકા-કુશંકાઓ માનસશાસ્ત્રીય દષ્ટિબિન્દુએ અસ્થાને ગણાય. નવીન માનસવિજ્ઞાન મનુષ્યને એક બીજા નમૂનામાં [ Form ] ઘડવા નથી માગતું, એક કે બીજા ધારા ધોરણ પળાવવા નથી માગતુ, નવીન માનસવિજ્ઞાન મનુષ્યને આત્મદર્શન કરાવવા માગે છે, જીવનની સાચી સમજ આપી બાળકને અનેક ભયો, વ્હેમો અને ભ્રમોમાંથી મુક્ત કરવા માગે છે તથા આત્મદર્શન અને જીવનની સાચી સમજ પછી મનુષ્ય કેવું જીવન જીવે છે તે જોવા માગે છે.

# માનસપૃથક્કરણ—શા માટે !

દાદાઓ અને દાદીમાઓ બોલી ઉઠતાં "અમારા વખતમાં તો એવું કંઇએ નહોતું અને તોય અમારે ચાલ્યું" એવું બોલી એ. લોક નવીનતા તરફનો વિરોધ જાહેર કરતાં, એમને નવીનતા તરફનો વિરોધ હતો, કારણ નવીનતા એમના જૂના માપને જુઠાં પાડતી હતી. નવીનતા એમના સ્થિર બનેલા અહંને આગળ વધવા અને પ્રગતિશીલ થવા સૂચવતી હતી, નવીનતા એમના આજ સુધીના જૂના અસ્તિત્વનો વિનાશ માગતી હતી. એટલે એમને નવીનતા તરફ વિરોધ હતો. એ વિરોધ એવી ઘણી રીતે વ્યક્ત થતો.

આજે માનસપૃથક્કરણશાસ્ત્ર સામે એવોજ કોઇ વિરોધ થાય છે, "માનસપૃથક્કરણ શા માટે? આજ સુધી એવું કાંઇજ નહોતું, અને તોય બધાંના વ્યવહાર ચાલ્યા." માનસવિજ્ઞાન તો વિરોધનું પણ પૃથક્કરણ આપી તેનો જવાબ આપે છે. પણ એ બધું જવાબ સમજનારાઓ માટે હોય છે, વગર વિચારે કેવળ સ્વીકાર કે વિરોધ કરનારાઓ માટે હોતું નથી.

માનસચિકિત્સકોનો અનુભવ છે કે માનસરોગીઓ, જે વિચારો જે ગ્રંથીઓ, કે જે દર્શનો અથવા ક્રિયાઓ એમના રોગ સાથે

જોડાયલી હોય છે તેને પ્રથ સ્પર્શ કરે, કે ચિકિત્સક તેને બહાર લાવવાનો પ્રયત્ન કરે તો તે સામે પ્રતિકાર કરે છે. "એવું તો બન્યુંજ નથી, એવો સંભવ નથી, એ વાત તદન જૂદી છે. વગેરે" એવો વિરોધ ઘણીવાર ઉગ્ર બની ચિકિત્સકનો, માનસપૃથક્કરણશાસ્ત્રનો વિરોધ બને છે. એ વિરોધને માનસશાસ્ત્રીય ભાષામાં પ્રતિકાર (resistance) કહેવાય છે. એવી જાતનો પ્રતિકાર આપણને નીને મોઇ જાતના પૃથક્કરણ સામે હોય છે. જાણતાં અજાણતાં થતાં પૃથક્કરણોમા આપણે જૂદી જૂદી રીતે પ્રતિકારો કર્યાં હોય છે.

આજે પણ પૃથક્કરણશાસ્ત્ર સામે એવો જ કોઇ પ્રતિકાર (resistance) થાય છે. કારણ આપણે સૌ જે કાંઇ સંતાડવા માગતા હતા તેને પૃથક્કરણશાસ્ત્ર સ્પષ્ટ કરવા માગે છે. જે દરદીઓની બાબતમાં બને છે તે જાણતા છતાં આપણે પણ કરીએ છીએ. સૌ કોઇ દરદી છે. દરદી તરીકેનો પૃથક્કરણ સામેનો તમારો મારો કે કોઇનો પ્રતિકાર અસ્વાભાવિક લેખાય. પણ પ્રતિકારને ઓછો કરવાનો એકજ ઉપાય સત્યને સમજવાનો છે. આપણી જાતનું દર્શન કરવાનો છે, અને સંતાડવાનો આગ્રહ કરતા સમજવાનો આગ્રહ વધારવાનો છે.

માનસપૃથક્કરણશાસ્ત્ર સામેનો પ્રતિકાર ઓછો કરનાર જ માનસપૃથક્કરણશાસ્ત્રનો અવિચારી સ્વીકાર કે વિરોધ છોડી શકે છે. એ છોડયા પછી જ કોઇ પણ માનસપૃથક્કરણશાસ્ત્રના ગુણદોષ શાસ્ત્રીય દૃષ્ટિએ ઉકેલી શકે છે અને ત્યાર પછી જ કોઇને પણ માનસપૃથક્કરણ શાસ્ત્રને સમજવાનો અને પરિણામે આત્મદર્શન કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. માટે સૌથી પ્રથમ "માનસ પૃથક્કરણ શા માટે"! એમ પૂછનારે પ્રતિકારની પકડમાંથી છૂટીને

પૃથક્કરણને સમજવાની શુદ્ધ દૃષ્ટિથી જ એના ગુણ દોષ જોવા જોઇએ કે એની નિષ્પક્ષ ટીકા કરવી જોઇએ. આપણને પરંપરાગત ધર્મમાંથી વિરોધ કરવાની ટેવ પડી ગઇ છે, સત્યદર્શન માટે એ ટેવ ભારે બૂરી છે. આપણે એમાંથી બચી જવું જોઇએ.

ડૉ. ચાર્કોટ સાથે કામ કરતા ડૉ. ફ્રોઇડને એક દીવસ હિસ્ટીરિયાના રોગના નિદાનની મુંઝવણ જાગી. બન્ને વિચારમાં પડયા, "એ રોગનું કારણ શરીરના કોઇ ભાગમાંથી જડતું નથી તો એ હશે કયાં"? એક પછી એક પ્રદેશ વટાવતા, કાર્ય કારણની સાંકળ પકડી એ લોક મનના જ્ઞાતપ્રદેશને વટાવી ગયા. અજ્ઞાત પ્રદેશમાં ત્યાં જ્ઞાન અને અજ્ઞાતના વચલા ઉપાજ્ઞાત પ્રદેશમાં એ લોકને એ રોગનાં કારણ હાથ લાગ્યાં. બન્નેએ અત્યાર સુધી ગુપ્ત રહેલા રહસ્યને શોધી કાઢવાનો અપ્રતિમ આનંદ અનુભવ્યો. એ માનસપૃથક્કરણ હતું. "પૃથક્કરણ શા માટે?" એ પ્રશ્નનો ઉકેલ એમના મગજમાં રમી રહ્યો. માનવજાતને એના અનેક રોગમાંથી મુક્ત કરવા એ ઉભયને માનસપૃથક્કરણ એક માત્ર સાધન દેખાયું. ફ્રોઇડે અજ્ઞાતપ્રદેશનાં ઊંડાણમાં એકલા જાતે પ્રવેશ કર્યો.

અને ત્યા શું જોયું? એણે સમ અને વિષમ સૌ માનસ વ્યાપારોનું એક મહાકારણ જોયું. એ મહાકારણ એણે જગત સમક્ષ જણાવ્યું. દરદી બનેલા જગતે એ વાત સ્વીકારવાની સાફ ના પાડી દીધી. આવા આવા માનસવ્યાપારોનું એવું કારણ હોઇ કેમ શકે? અને હોય તોય સ્વીકારવાનું ગમે કેમ! કેમ ન ગમે? કારણ, એ મહાકારણને સમાજે આજ સુધી ગંદુ ગણ્યું છે, પાપી માન્યું છે, સંતાડવા ને શરમાવવા જેવું ધાર્યું છે.

એવું એ કારણ, સૌ વ્યતિકરોનું એક મહાકારણ ફ્રોઇડે કહે

છે કે જાતીયતા છે " અમારા આજ સુધીના પવિત્ર ગણાયલા, ધાર્મિક મનાયલા, આધ્યાત્મિક ગણાયલા અને દૈવી દેખાયલા બધા વ્યતિકરોના મુખમાં પેલા તિરસ્કારાયલા અવગણાયલા ઘૂમટા ને પડદા પાછળ સંતાડાયલા અને હડધૂત બનેલી જાતીયતા ! " અમારું અસ્તિત્વ ને બ્હેમી માનસ રાડ પાડી ઊઠે છે અને પોતાની જૂની ને બ્હેમી જાતને રડવા પ્રશ્ન કરે છે." માનસ પૃથક્કરણ શા માટે ? "

અને તેથી સત્ય એમ સમજવું નથી કારણ અંદરનો દબાયલો અજ્ઞાન પ્રદેશ કારણવાદ ઉભો કરી " માનસપૃથક્કરણ શા માટે," એમ પૂછે છે તેજ સમયે અંદરના અજ્ઞાન કારણો એની ઉપયોગિતા સ્વીકારતા હોય છે. ફ્રોઇડે માનવસમાજને પોતાના અજ્ઞાતમાં આવી આત્મદર્શન કરવા વિનવ્યો અને જ્ઞાતના આઘાતને આશ્ચર્ય થાય તેવા અજ્ઞાત કારણો બતાવ્યા. એણે પોતાને સુધરેલો માની ફૂલાતા જગતને સંસ્કૃતિનો ભ્રમ બતાવી હેરતમાં નાખ્યો અને દિવ્ય-પ્રેરણાઓને ગઇ કાલના કારણોથી સ્પષ્ટ કરી તાજુબ બનાવ્યો. આઘાત પામેલો, હેરતમાં પડેલો, તાજુબ થયેલો માણસ પ્રતિકારનો માર્યો પૂછે છે " માનસ પૃથક્કરણ શા માટે ? "

વૈજ્ઞાનિક વિચારણાથી જેના માનસનું એકેએક પરમાણુ ગતિમાન થાય છે એવો ફ્રોઇડ વૈજ્ઞાનિકની રીતે કોઈ જાતની ગૂઢતા વિના, કંઇ પણ સંતાડવાના પ્રયત્ન વિના, ચોક્કસ ઘટના મુક્ત આખી વૈજ્ઞાનિક વિચારણા અને પરિણામો રજુ કરે છે.

( મનુષ્યની અંદર સૌથી બળવાન આવેગ જાતીય આવેગ છે. જન્મથી તે મરણ પર્યંત એ આવેગ ઉત્પત્તિથી માંડી તે જુદા જુદાં અનેક આવિષ્કારો તેને દેખા દે છે. એ આવેગ સંતોષાતો

નથી કે ઉદાત્ત થતો નથી ત્યારે વ્યક્તિ વિરોધી અને સમાજ વિરોધી અનેક ક્રિયાઓમાં પરિણમે છે, અને ત્યારે અનેક શારીરિક ને માનસિક વ્યાધિઓમાં દેખાય છે તથા સ્વપીડનને પરપીડનમાં વહે છે.

અત્યાર સુધી આપણા સમાજે એ આવેગને સ્વાભાવિક સંતોષાવા દીધો નથી. સાચી કેળવણીથી ઉદાત્ત થવા દીધો નથી, પરિણામે એ આવેગ આજે અનેક વિષમતાઓમાં, હિંસાઓમાં, ચોરી નથા લૂંટના શિષ્ટ અને અશિષ્ટ સ્વરૂપોમાં ફાટી નીકળ્યો છે. એ સર્વ ઉપદ્રવોને અટકાવવા જીંટવૈદું જાણનારા આપણા શાસકો અને વડિલોએ ચોકી પહેરા મૂકી દીધા છે, દવાખાના ને કેદખાના ચણાવી દીધા છે, તથા શિક્ષાના પ્રકારો વધારી નાખ્યા છે. તોય ઉપદ્રવો ઓછા થયા નથી. શોષણ શમ્યું નથી. સમાનતા આવી નથી, કારણ આજ સુધીના ઉપદ્રવો પર મલમપટ્ટા થાય છે, કારણો ડમાયા નથી. રોગ ચિન્હો પર દવાના રગડા રેડાયા છે. રોગીના મૂળ કારણોની સમજ આવી નથી. નવીન માનસ વિજ્ઞાન કહે છે કે આ જન્મ પરિસ્થિતિની સાચી સમજ નહી આવે ત્યાં સુધી બધા પ્રયત્નો ધૂળમા મળવાના છે.

માનસપૃથક્કરણમાથી મરી પડતું એ સાદું ને સરલ નીતિ–શાસ્ત્ર, એમાં કોઇ આજ્ઞાઓ નથી, ઉપદેશો નથી, વિધિ નિષેધો નથી. એ વિજ્ઞાન જેટલું જ સાદું, સરલ ને સ્પષ્ટ છે. માનવ સ્વભાવનું દૈવી ચિત્ર આપી માણસજાતને ફુલાવી મારવાનું એમાં નથી. એમા માનવ સ્વભાવની ઉઘાડી હકીકતો છે, અનુભવો છે. પરિણામો છે, એને સમજવાને માટે આચરવાને માટે, સામાન્ય બુદ્ધિ જ જોઇએ છે, ગુરુકૃપા કે પ્રભુકૃપાની જરૂર નથી પડતી એને આચરવા માટે આત્મદર્શનની ને આજની શોષણ પર નભતી

દંભુપિત સમાજ રચનાના પાયા ખોદી નાખવાની જ જરૂર છે. મોટા વિધિ નિષેધો કે રૂતોની જરૂર નથી રહેતી. પાછો રૂઢ સમાજ ખિજ્વાઇ જાય છે. એનું જૂનું અને દબાયલું, ચૂંથાયલું માનસ કણ્ઠએ કરી ઉઠે છે. એને નૈતિક વ્યવસ્થા ભાગી જતી લાગે છે, એને ત્યા ત્યા સ્વચ્છંદને ભ્રષ્ટાચાર આવતો દેખાય છે, એ પ્રતિકારનો માર્યો પૂછે છે, " માનસપૃથક્કરણ શા માટે ! "

ધર્મભીરુ ને કર્મભીરુ, નીતીભીરુ ને શોષણભીરુ મનુષ્યને માનસ પૃથક્કરણ આત્મદર્શન કરવા વિનવે છે. અજ્ઞાનમાં ઉતરી એની બાળપણની દબાયેલી ઇચ્છાઓને જોવા આગ્રહ કરે છે. નવીન માનસ વિજ્ઞાન એના જવાબમાં મનુષ્યને પોતાના તરંગો જોવાનું કહે છે, પોતાના સ્વપ્નને વાંચવાનું શીખવે છે, માનવ સમાજે અત્યાર સુધી રચેલી દંતકથાઓ જરાક ઉંડાણથી ઉકેલી જવાનું કહે છે. જીવનની સાચી સમજ એજ એક માનસ-વિજ્ઞાનનો એક માત્ર ઉદ્દેશ છે. માનસ વિજ્ઞાનને માનસ પૃથક્કરણ બધુજ એ ઉદ્દેશ માટે છે અને તોય માનવસમાજના જે વિભાગને મન, જીવન એટલે પોતે એકઠા કરેલા અને વારસામાં મેળવેલા, અનેક ભ્રમો ને વ્હેમો છે તે વિભાગ પોતાના ભ્રમને વ્હેમોના નાશ પર રચાતા માનસવિજ્ઞાન તરફ કરડી નજરે જુએ છે અને પ્રતિકારના માર્યા પાછા પોકારી ઉઠે છે કે " માનસપૃથક્કરણ શા માટે ? "

અત્યાર સુધી માણસે વિજ્ઞાનથી વેગળા રહીને મનને ગમે તેવી, રૂડી લાગે તેવી કલ્પનાઓ કરી છે. એણે પોતાની લાગણીને રૂચે "તેવી ભાવનાઓ ઘડી કાઢી છે અને પોતાને ખુશ કરે તેવુંજ આ જીવનનું ને મરણ પછીના જીવનનું સ્વરૂપ બાંધ્યું છે. એમ કર્યા પછી એની કોઇ લાગણી, વિચાર કે આચારનો અનુરોધ થયો ત્યાં તેણે

તરંગનો આશ્રય લીધો છે. આજે એને એવે વખતે માનસવિજ્ઞાન બધી સુંદર કલ્પનાઓ અને તરંગોને ત્યજી વિજ્ઞાનમાં ઘણીવાર સખત અને કઠોર લાગતાં સત્યો સ્વીકારવાને તેને અનુરૂપ થવા બોલાવા રહ્યું છે ત્યારે હજી પણ ભૂતકાળમાં જીવતા માનવ સમાજના મોટા વિભાગને સ્હેજે આઘાત થાય અને શરૂઆતમાં માનસવિજ્ઞાન એટલું બધું લોકપ્રિય ન બની જાય એ સમજાય તેવી વાત છે. ખાસ કરીને જ્યારે વિજ્ઞાન વિષયગત (Objective) ન હોતાં વિષયીગત (Subjective) હોય છે ત્યારે એવું વધારે બને છે.

માનસપૃથક્કરણશાસ્ત્ર પણ મનુષ્યના જીવન વ્યતિકરોને વિજ્ઞાનની રીતે પૃથકકૃત કરી, અત્યાર સુધીની ભયંકર ને ભવ્ય ધાર્મિક મૂર્તિઓને ધરાશાયી કરી, કેટલાએ સુંદર તરંગોની વાસ્તવિકતા ઓગાળી નાખી, કેટલાંએ વ્રતવ્રતાદિ અને વિધિનિષેધોને ચિત્તભ્રમના પ્રકાર તરીકે પૂરવાર કરી, અને મનુષ્યની કેવળ સ્વતંત્ર ઇચ્છા શક્તિને સંજોગોને નિયંત્રિત કરી વિજ્ઞાન તરફ વ્હેમી દષ્ટિએ જોતા માનવ સમાજના એક મોટા ભાગની છતરાજી વ્હોરી લીધી છે.

જ્યારે જ્યારે વિજ્ઞાને નવું સત્ય જાહેર કર્યું છે ત્યારે ત્યારે એવું જ થયું છે. ડાર્વિને ઉત્ક્રાન્તિવાદની ઘોષણા કરી અને કહ્યું કે મનુષ્ય પણ આખી સૃષ્ટિનો એક વિભાગ છે, અને એને ઘડનાર કોઇ ખાસ દૈવી સત્તા નથી પણ ઉત્ક્રાન્તિના નિયમ પ્રમાણે એ બધું બન્યે જાય છે ત્યારે બધું મનુષ્યને માટે છે એમ માનનાર અને પોતાને દિવ્યતાવાળો સૃષ્ટિનો શીરતાજ માનનાર માનવ સમાજનો મોટો ભાગ ધૂંધવાઈ ઉઠ્યો. આગળ જણાવ્યા પ્રમાણે સમાજે એના સિદ્ધાન્તનો જબ્બર વિરોધ કર્યો, કારણ એ સિદ્ધાન્ત ખોટો હતો તેથી નહીં, પણ એવું સત્ય સમાજને ગમતું ન હતું તેથી.

એજ રીતે જ્યારે માર્ક્સે અત્યારની આર્થિક પરિસ્થિતિનો વૈજ્ઞાનિક રીતે ઉકેલ આપ્યો, અને સામાજિક પરિસ્થિતિઓનાં અત્યાર સુધી મૂળ કારણરૂપ મનાયલા, ગયા જન્મના સંસ્કારો, અને કર્મના નિયમ કે નસિબવાદને ઉડાડી દીધો ત્યારે સલામતીને સુરક્ષિત રાખવા, વિના સંકોચે ઘાતકી શોષણ ચલાવનારા ઘણાએ રોષે ભરાયા. એમને એ સત્ય ખોટું લાગ્યું તેથી નહીં, પણ રૂચ્યું નહીં તેથી.

એજ વાત માનસપૃથક્કરણને લાગુ પડે છે, કારણ પૃથક્કરણ મનુષ્યને નહીં ગમતી આજ સુધી દબાયેલી બધી ગ્રંથીઓ બહાર લાવે છે, સ્વપ્નમાં રૂપકોની જાળ રચી આવતા દમનોને સ્પષ્ટ કરવાની પદ્ધતિ શોધી કાઢે છે. મનુષ્યને એવા દંભને કારણવાદની પાછળ એની હોય તેવા નગ્નસ્વરૂપે બતાવી આપે છે તથા પોતાને સુધરેલો માની ફૂલાતા વિદ્વાનમા, ધાર્મિકમા, સંતમા, નીતિમાનમાં અને સાધુઓમા પણ સંતોષ માટે જૂદી જૂદી રીતે દેખા દેતી, ખાસ કરીને જાતીય અને બીજી અનેક દમન કરાયેલી વૃત્તિઓને બતાવી આપે છે. એ રીતે પૃથક્કરણનું શાસ્ત્ર, સસલાનું શીંગડું શોધવા નીકળેલા મનુષ્યને મિથ્યા શ્રમ ન કરવાનું શીખવે છે પરીઓના પ્રદેશમાં જીવતા બાલિશ મનુષ્યને એ પ્રદેશનું મિથ્યાપણું બતાવી એના કારણરૂપ બાળપણમાં દમાયલી, જાતીયતાને જોતા લઈ જાય છે, પણ ઘણા ઘણા ભ્રમોમાં જીવતો સમાજનો મોટો ભાગ પૃથક્કરણશાસ્ત્ર સામે પ્રતિકાર કરે છે. એ લોકો એક બાળકના જેમ સત્યને સ્વીકારવા કે સમજવા નથી માગતા. કારણ એ એમને ગમતું નથી. પણ પાછો પ્રશ્ન આવે છે. પૃથક્કરણ શા માટે?" મનુષ્યને આત્મદર્શન કરાવી એણે અત્યાર સુધી કરેલા દંભ, ને દાબેલા દમન, તથા જીવેલા વહેમનો ભ્રમ બતાવી દેવાની શી જરૂર છે? કારણ, એજ એક આરોગ્યનો અમોઘ

ઉપાય છે. મનુષ્ય આત્મદર્શન કર્યા પછીજ પોતાની જાતને મજબૂત કરી શકે છે તથા અનેક જાતની નબળાઇઓમાંથી મુક્ત થઇ શકે છે. આત્મદર્શનની એ મહત્તા આજે સમજાવવાની ન હોય, કારણ હજારો વરસથી આત્મદર્શનની ઉત્તમતા વિષે કોઇ બુદ્ધિમાને શંકા ધરી નથી. આત્મદર્શનના વિજ્ઞાનની પદ્ધતિએ આજની નવીનતા છે. એ પદ્ધતિ સામે કોઇને વાધો હોય તો તે વાધો બીજી વધારે સારી પદ્ધતિ જ્યા સુધી મૂકવામાં ન આવે ત્યાં સુધી પાયાવાળો ન ગણાય.

પણ માનસપૃથક્કરણશાસ્ત્ર મનુષ્યના આધ્યાત્મિક શી ઉન્નતિ સાધે છે? એ લેખકને ખબર નથી. પૃથક્કરણશાસ્ત્ર એક વિજ્ઞાન છે. એ વિજ્ઞાન પોતાના ક્ષેત્રમાં આવતા પ્રશ્નો ઉકેલવા માગે છે. આધ્યાત્મિકતાની એને પડી નથી. વિજ્ઞાનથી પોતાનું ક્ષેત્ર છોડી બીજામા માથું ન મરાય. શરીરવિજ્ઞાનને એવોજ સવાલ કોઇ કરે તો! આધ્યાત્મિક પ્રશ્નો શરીર વિજ્ઞાનની હદની બહાર છે એ એનો જવાબ છે. રસાયણ કે ભૌતિક વિજ્ઞાનશાસ્ત્રે મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ માટે કંઇજ નથી કર્યું એમ બૂમો પાડનાર જરૂર હાસ્યસ્પદ બને. કારણ એમ બોલવું અસંગત લેખાય. દરેક વિજ્ઞાન પાસે પોતપોતાનાં ક્ષેત્રો છે. એ ક્ષેત્રના કોઇપણ પ્રશ્નનો જવાબ તે ક્ષેત્રનું વિજ્ઞાન જરૂર આપે. બીજા ક્ષેત્રનો જવાબ માનસવિજ્ઞાન નથી આપતું માટે એ ઠીક નહોતું જોઇએ એમ કહેવામાં નરી બાલિશતા અને પોતાના અંગત અણગમા સામેનો પ્રતિકાર માત્ર છે.

# માનસપૃથક્કરણ—તંત્ર

આપણે આગળ જોઇ ગયા કે નવીન માનસવિજ્ઞાનના પ્રણેતા ડૉ. સિગમન્ડ ફ્રૉઇડના નામ સાથે માનસપૃથક્કરણ ( Psycho-analysis ) અનિવાર્ય રીતે જોડાએલું છે. વળી આપણે એ પણ જોયું કે નવીન માનસવિજ્ઞાનથી ન જૂદા પાડી શકાય તેવા બીજાં બે નામ ડૉ. યુંગ તથા ડૉ. ઍડ્લરનાં છે. નવીન માનસવિજ્ઞાનના સિદ્ધાંતિક, પ્રાયોગિક કે ચિકિત્સક સ્વરૂપોમાં ઊતરતા પહેલાં નામ સાથે સંબંધ ધરાવતી માનસવિજ્ઞાનની વિચારસરણીનાં ઓછીવત્તી જૂદાઇવાળા સ્વરૂપો આપણે ટૂંકમાં વિચારી જોઇએ.

આત્મદર્શન કરવાની એક ચોકકસ પદ્ધતિને ડૉ. ફ્રૉઇડે માનસપૃથકકરણ નામ આપ્યું. માનસપૃથકકરણનો સીધો અર્થ એટલો જ હોવા છતા પૃથકકરણને અન્તે હાથ આવેલી હકીકતો ઉપરથી ઊભા થએલા માનસવિજ્ઞાનને પણ ડૉ.ફ્રૉઇડે માનસપૃથકકરણશાસ્ત્ર [Psycho-analysis ] એવું નામ આપ્યું છે.

આપણે ડૉ. ફ્રૉઇડની દૃષ્ટિએ માનસપૃથકકરણ શાસ્ત્રનીજ વાત કરીએ.

માનસપૃથક્કરણશાસ્ત્રનાં મૂળમાં કાર્યકારણનો નિયમ મુખ્ય છે. એકેએક બનાવ કે વ્યતિકરની પાછળ કોઇ ને કોઇ કારણ હોય છે જ. નાની કે મોટી કોઇપણ માનસક્રિયાના મૂળમાં એક કે બીજું માનસ કારણ હોય છે.

માનસક્રિયાના મૂળમાં માનસકારણ હોવાની વાત નવી નથી, અસ્વાભાવિક પણ નથી લાગતી; અને તોય બહારનાં ધારાધોરણો અને રૂઢ માન્યતાઓથી ચૂંથાતા આપણા જીવનમાંથી જાણે એ વાત સાવ જતી રહી છે.એજ કારણથી આપણું આત્મદર્શન અધૂરું રહ્યું છે કે અવળું થયું છે. કાર્યકારણના નિયમને ભૌતિક વિજ્ઞાનમાં વિચારણાથી વેગળા રહ્યાં છીએ અને તેથીજ કેવળ માનસિક વ્યતિકરોના ઉપાય તરીકે કાર્યકારણની વૈજ્ઞાનિક વિચારણાને અભાવે અનેક દોરા બંધાયા છે ને ઝાડા નખાયા છે, ધૂણીઓ અપાઇ છે ને ડાં'મ દેવાયા છે; તથા અનેક માનસબિમારોને કેદખાનાં કે દંડ બતાવવામાં આવ્યા છે તથા આપઘાતો કરવાની ફરજ પાડવામાં આવી છે. માનસવિજ્ઞાનને સાચી રીતે વિજ્ઞાન બનાવવા વિજ્ઞાનને અનુરૂપ એવી કાર્યકારણની ભાવનાથી શરૂ કરનાર ડૉ. ફ્રોઇડ માનસવિજ્ઞાનના ઇતિહાસમાં પ્રથમ વૈજ્ઞાનિક લેખાય.

માનસપૃથક્કરણ શાસ્ત્રની શરૂઆતમા બીજી એવી જ અગત્યની અજ્ઞાત મનની વાત છે. ડૉ. ફ્રોઇડે જાહેર કર્યું કે માનસ જગતમા સૌથી અગાધ ને વિશાળ અજ્ઞાત મન છે; ત્યારથી અજ્ઞાત મન [ Unconscious mind ] વિચારકોના વિચારનો અને શોધકોની શોધખોળનો એક અનંત વિષય થઇ પડ્યું છે. વિચારથી બુદ્ધિને સમજાવવા સાથેજ માનસના અનેક અજ્ઞાત વ્યતિકરોને ઉકેલીને એ અજ્ઞાત મનની અગત્યતાનો સાચો ખ્યાલ એણે આપ્યો છે.

તમને, મને ને સૌ કોઇ ને ઘણી વાર જાણતાંઅજાણતાં થતા

આત્મદર્શનથી અનેક પ્રશ્નો થાય છે. એકાંતમાં કે જાહેરમાં આપણે આપણને કે એકબીજાને અનેક વખત પૂછ્યું છે "આમ થાય છે શા માટે! જાણે જોતજોતામાં એ નામ ક્યાં સરી ગયું? કેમ યાદ આવતું નથી? એને જોઉં છું ત્યારે અણગમાના વિચાર કેમ આવ્યા કરે છે! એણે મારું કંઈ પણ બગાડ્યું હોય તેમ છે જ નહિ! અને આવું તે સ્વપ્ન હોય! હું એવું કરું! કોઇ જાણે તો મારે માટે શું ધારે? કહે છે કે હું ઉંઘમાં બબડું છું, અને વાત પણ સાચી. પણ આવા શબ્દો હું શું કામ બોલતો હોઇશ? અને પેલો શંકરરાવ બિચારો ગાડો થયો છે ત્યારથી કેવું કરે છે!" એ સૌનો અને બીજા અનેક અણઉકલ્યા માનસપ્રશ્નનો જવાબ અજ્ઞાત મનના અંધારપ્રદેશમા શોધક પ્રકાશ નાખી ડૉ. ફ્રૉઇડે જગતને એના આંતર જીવનની એક અત્યંત અગત્યની બાજુ બતાવી આપી છે. એ અજ્ઞાન મનની શોધ પછી માણસ જાતની અત્યારસુધીની માન્યતાને જોવાનો એક વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ દાખલ થયો છે, અને એ દૃષ્ટિકોણે બતાવી આપ્યું છે કે અજ્ઞાત મનના સાચા સ્વરૂપના જ્ઞાનના અભાવને કારણે આજસુધીનો મનુષ્ય ધોળાં સફેદ કપડા પહેરતો છતાં અને રીતભાતોમા જોઇએ તે કરતાં વધારે કેળવાઇ ગયેલો હોવા છતા મનુષ્ય–મનુષ્ય સાથેના સંબંધની રહેણી કરણીમાં તે બાલિશ કે હેવાનજ રહ્યો છે.

એવી જ જૂના જગતને ભડકાવનારી કે આઘાત પહોંચાડનારી ત્રીજી વાત, ડૉ. ફ્રૉઇડે પ્રથમ વાર કરી. એ વાત મનુષ્યને તરંગી જીવનમાં વહાલી થઇ પડેલી ઇચ્છાશક્તિને [will] ખેંચી લેવાની છે. એણે બતાવી આપ્યું કે મનોબળનું કેન્દ્ર જે ઇચ્છાશક્તિના [will] નામથી ઓળખાય છે તે નથી, પણ એકેએક માનસ વ્યતિકર પાછળ સ્વતંત્ર મનોબળ રહેલું હોય છે. એ રીતે એણે આખા માનસને જીવતું બનાવ્યું. એકેએક માનસવ્યાપારને શક્તિશાળી

બનાવ્યો એણે જાહેર કર્યું કે ઇચ્છાશક્તિ બહુ નાની શક્તિ છે પણ વેગો ને આવેગો, પસંદગીઓ ને તિરસ્કારોના સ્વરૂપમા દમન કરાવતી બીજી અનેક પ્રચંડ માનસશક્તિઓ, અજ્ઞાત મનમાં પડી હોય છે અને ગમે તેવી જબરી ઇચ્છાશક્તિનાં અસાધારણ બળોને ખસેડી નાખી ઉંઘ, કે જાગૃતિમાં, ચિત્તભ્રમ કે ગાંડપણમા તે દેખા દે છે. કપાળે ટીલાંટપકાં કર્યાં પછી, હાથીઘોડે ચડયા પછી, 'સોહમ્'ના, પ્રભુના દીકરા બનવાના કે પયગમ્બર થવાના કોડ સેવ્યા પછી પણ માણસને એક વખત લાગે છે કે એના જીવનના વ્યાપારો અજ્ઞાતમાથી સીધા આવે છે અને એની આજસુધીની ઇચ્છાશક્તિની અનેક કલ્પનાઓને ખોટી પાડે છે. આ વાતની સૌ કોઇને પોતાના જ અનુભવમાંથી પુરાણા કાળથી ખબર પડી છે, પણ પોતાની વહાલી ઇચ્છાશક્તિ એથી ખોટો ગપાટો બની જાય તેવા ભયથી કોઇએ તે જાહેરમા મૂકવાની હિંમત નથી કરી. ફ્રોઇડે એક વૈજ્ઞાનિકની રીતે આ ત્રીજું માનસસત્ય સૌની જાણ માટે ખુલ્લું મૂકયું છે.

માનસપૃથક્કરણના જ પાયા જેવી એક ચોથી વાત પણ ઘણી અગત્યની હોવાથી સ્પષ્ટ થવી જોઇશે. એ વાતથી ડાહ્યાઓના ડહાપણ ઉઘાડાં પડયા છે. ગાંડપણ ને ડહાપણનો સુમેળ સધાયો છે. ડાહ્યાગાંડાઓનું કેવળ નોખું વર્ગીકરણ કરી પોતાના શાણપણને શોભે તેવું ઉચું આસન સલામત રાખી મૂકનાર ઘણાને એ રુચિકર નથી. પણ તોય વાસ્તવિક સત્યને વફાદાર એવું કોઈ પણ વિજ્ઞાન રુચિની દરકારમા બહુ પડતું નથી. માનસવિજ્ઞાનને પણ તે ન પાલવે.

કોઇપણ ચિત્તભ્રમ કે ઉન્માદનો પ્રકાર મનુષ્યના ડહાપણ ભરેલા જીવનથી જૂદો નથી હોતો. તફાવત માત્ર પ્રમાણનો છે, પ્રકારનો નથી. ચિત્તભ્રમ કે ઉન્માદમાં બાળપણના જેવો તરંગ

છે. એ તરંગના પ્રવાહમાંથી જે કોઇ ચાલુ જીવનના પ્રવાહમાં બંધ બેસતું આવી જવાનો કાબૂ ગુમાવે છે ને કેવળ તરંગમાં જ રહે છે તેને આપણે ઉન્માદી કે ચિત્તભ્રમવાળો કહીએ છીએ; જે કોઇ તરંગમાથી ચાલુ જીવનના પ્રવાહમાં બંધબેસતી રીતે આવી જવાનો કાબૂ ધરાવે છે તેને આપણે શાણપણવાળો કહીએ છીએ.

એને વધારે સ્પષ્ટ કરવા એક દાખલો લઇએ.

રામભાઈ અને ભીમભાઇ બન્ને લંગોટિયા મિત્રો. બન્નેએ સાથે કેટલાએ વિચારો કરેલા ને કેટલાંએ પુસ્તકો વાંચેલાં. બન્નેને સાહસનો ભારે શોખ. જુલેવર્ન એમને ઘણો ગમે. બન્ને એકલા પડતા ત્યારે કંઇ કેટલાએ મનોરથો સેવતા. મનમાં ને મનમા કંઇ કેટલાએ મહાસાગરોમા મનસ્વી મનવારો ઝંપલાવતા ને ગરૂડની પાંખ જેવા વિમાનોમાં આકાશનો ખૂણેખૂણો ખુંદી નાંખતા.

બન્ને એકલા પડે ત્યારે જૂદાજૂદા લગભગ આવા તરંગો સેવતા.

"સીમોટી વાગી ને ગાડી ઉપડી. મોટી મોટી ખીણો પરથી ને કોરી કાઢેલા પર્વતો પરથી ચાલી. કેવું મોટું જંગલ! ને પછી તો ગાડીમાથી ઉતર્યા ને ઘોડા પલાણ્યા...અંધારા ઘોર જંગલમાં મારી મૂક્યા. બસ જ્યા જવાય ત્યા..........."

ઉપર આભ ને નીચે પાણી. એક મોટો પવન વાયો ને મહાસાગર ઉછળ્યો. પછી પાણીનાં પ્રચંડ મોજાંને છરછદ કાપતું અમારૂં વહાણ ફેંકાયું, અને હું! એક રૂંવાડું પણ ફરકાવ્યા વિના તુતકના માથા ઉપર ઉભો ઉભો કામઠામાંથી છૂટેલા બાણ જેવા વહાણને, કાળામેશ જેવાં વાદળાંને અગાધ મહાસાગરને અને ઉછળતા પાણીને જોઈ રહ્યો."

"કલાકના સાડાચારસો માઇલની ગતિથી અમારૂં વિમાન ચાલ્યું જતું હતું. માણસો જંતુઓ જેવાં લાગતાં, નદીઓ પાણીના રેલા જેવી બની ગઇ હતી, ડુંગરાઓ કિંડરગાર્ટનનાં રમકડાં બન્યાં હતાં. અમે એવરેસ્ટના માથા ઉપરથી ઉડવા ને નાગા પર્વત પર સીધા ઉતરવા હિમાલય તરફ હાંકી મૂકયું."

રામભાઇ ને ભીમભાઇ જેવા આવા ક્રોધના, દ્રોહના, ઇર્ષ્યાના, લોભના, પ્રેમના, ભલાઇના ને બીજા એવા અનેક વેગના સંતોષ માટે સેવાતા અનેક તરંગો સૌ કોઇના અનુભવના વિષયો છે. ધારો કે તમારે શ્રીમંત બની બંગલા બાંધવા છે પણ તમારા ઘરમાં હાલ્લાં કુસ્તી કરતા હોવાથી તમે એકલા પડો છો ત્યારે તરંગમાં સુંદરમાં સુંદર રંગભવનમા સંસાર માંડી મહાલો છો. ધારો કે તમારે મોટા વક્તા થવું છે પણ તમારી જીભ તોતડાતી હોવાથી વાસ્તવિક્તામા તેમ ન બનતા તમે તરંગમા મોટી મોટી સભાઓ બોલાવી વક્તા તરીકે તમારી જાતને અને સભાજનોને છક કરી નાખો છો; અને ધારો કે તમારે એક જુવાન છોકરી સાથે પ્રેમ કરવો છે પણ સમાજમા તે વાત અશક્ય લાગવાથી તમે તરંગમાં એનો સંગ સેવો છો અને યથેચ્છ વિહરો છો.

ધારો કે ખાતા ખાતા તમે તરંગે ચઢયા ને વિમાનમાં ઉડવા લાગ્યા. ધારો કે તમારૂં વિમાન હિમાલયનાં શિખરો પરથી સડસડાટ કરતું ઉડવા લાગ્યું, ત્યાં તો તમને બાએ પૂછ્યું: "રામુ! તું કોલેજમાં ભણતો ત્યારે બાજરીનો રોટલો ખાતો કે?"
બિચારી બાને શી ખબર, પણ તમારૂં હવાઈ વિમાન ભાંગી પડે છે, તમે પછડાયા વિના સલામત હિમાલય જેટલે અંતરેથી એક પળવારમાં રસોડામાં આવી પહોચો છો અને તમારી હિમાલયની કે વિમાનની વાત કોઇને કર્યા વિના ટાવકા થઇ જવાબ આપો છો;

" હા, હા, કોઇ કોઇ વખત પણ અમારો મહારાજ બાજરીના રોટલામાં તલ નાખતો

પણ તમે હિમાલય પરથી નીચે ન આવી શક્યા હોત તો! તમારા વિમાને નીચે ઉતરવાની ના પાડી હોત તો ! તો તમે શો જવાબ આપત ? તમે કદાચ આવું કંઇક કહેત.

" એ...આવ્યું...જરાક ઉંચે લો, ઉંચે મારા બાપ; નાગો પર્વત તો ભયંકર હો!......"

અને જો તમે એમ બોલત તો ગાંડા ન મનાત ? ગાંડામાં ને ડાહ્યામાં એટલોજ ફેર છે. જેને આપણે ગાંડા કહીએ છીએ તે લોક પોતાના બાળપણના યથેચ્છ વિહારમાંથી જીવનના ચાલુ પ્રવાહમાં બંધબેસતા આવી શકતા નથી, જ્યારે આપણે ડાહ્યા કહીએ છીએ તે આવી શકે છે; મૂળ કે પ્રકારમાં બન્ને એક છે.

માનસપૃથક્કરણના આ મૂળભૂત સિદ્ધાંતો સમજ્યા પછી આપણને આપણા માનસની ક્રિયાઓને આપણા છૂપા ને જાણીના અનેક માનસવ્યાપારોના ભાવિ માટે જૂદી જૂદી જાતના સવાલો ઉપજે છે; પણ આપણે નવીન માનસવિજ્ઞાનનાં જૂદાં જૂદાં સૈદ્ધાંતિક ને પ્રાયોગિક સ્વરૂપોની ચર્ચા કે સ્પષ્ટતામાં ઉતરીએ ત્યાં સુધી એ બધા સવાલો દબાવવા જોઇશે તથા કાર્ય, કારણ કે દૈવ વિષે, ઇચ્છા-શક્તિ કે વૃત્તિઓ વિષે, કલ્પના કે તરંગો વિષે તથા ગાંડપણ કે ડહાપણ વિષે અગર વિચારે આવતા અનેક ઉતાવળા નિર્ણયો કે ખ્યાલોને પણ ઘડીભર અટકાવવા જોઇશે.

માનસપૃથક્કરણના મૂળાક્ષરમાં આપણે ત્રણ વાત કરી. એક કાર્યકારણની બીજી અજ્ઞાત મનની, ને ત્રીજી ઉન્માદી અને ડાહ્યા ગણાતા મનુષ્યની માનસદશાના પ્રકારઐક્યની.

હવે આગળ પાછળની સૌ વાતોનો સમાવેશ કરતી ને સૌ માનસબળોને ગતિમાન કરતી એક અત્યંત અગત્યની વાત પર આપણે આવીએ. એ વાત મનોબળની છે. ફ્રોઈડ એને પોતાના પૃથક્કરણશાસ્ત્રમાં 'લિબિડો' [Libido] ના નામથી ઓળખાવે છે. એ શબ્દને અનુરૂપ ગૂજરાતીમાં કોઇ શબ્દ નથી જડયો એટલે એ મૂળ શબ્દ 'લિબિડો' નો જ ઉપયોગ કરીશુ.

નાના કે મોટા કોઇ પણ માનસ વ્યતિકરના પાયારૂપ અને નાના મોટા કોઇ પણ મનોભાવના મૂળરૂપ, નાનામાં નાના જંતુથી માંડીને તે કાળા માથાના માણસ સુધી બે વૃત્તિઓ મન દ્વારા કામ કરે છે, જ્યાં મનોભાવ છે, જ્યાં નાનો મોટો કોઇ પણ માનસવ્યતિકર છે ત્યાં પશુ કે પક્ષીમાં, જીવજંતુમાં કે મનુષ્યમાં એ બે વૃત્તિઓ છે જ. એક વૃત્તિ આત્મરક્ષણ (self-Preservation)ની, ને બીજી જાતિરક્ષણ [ race-Preservation ] ની.

આપણે મનુષ્યનીજ વાત કરીએ. એકેએક મનુષ્યનો મનોવ્યાપાર આ બેમાંથી એક કે બીજી કે બન્ને વૃત્તિઓથી રંગાયલો હોય છે. એવો એક પણ વિચાર નથી, એવી એક પણ લાગણી નથી, મનુષ્ય-મનુષ્યના સંબંધનો એવો એક પણ પ્રકાર નથી, મનુષ્યે રચેલી કોઇ પણ ડાહીડમરી કે ગાંડીઘેલી સંસ્થાનું એવું એક પણ સ્વરૂપ નથી, ટૂંકામાં મનુષ્યની ઝીણામાં ઝીણી એવી એક પણ ક્રિયા નથી કે જે આ બેમાંથી એક કે બન્ને વૃત્તિઓના પાયા પર ન ઉભી હોય. એ મૂળભૂત વૃત્તિઓ લઇ લો અને માનવલીલાના આજ સુધી રચાયલા એકેએક રંગમહેલ ધરાશાયી થશે; એ વૃત્તિઓ ઉડાવી લો ને મનુષ્યમાં સ્વાર્થ-નિઃસ્વાર્થના અર્થ ઓગળી જશે; એ વૃત્તિઓનો લોપ કરો અને મનુષ્યની એકેએક સંસ્થા અલોપ થશે.

આ વાત નવી નથી, ઘણી જૂની છે; જીવનના અસ્તિત્વ જેટલી જૂની છે. એ વાત મનુષ્યના જન્મ સાથે નથી જન્મી; એની શરૂઆત ચેતન [ life ] સાથેની છે.

અને તોય આજે એ નવી લાગે છે કારણ કે એ બન્ને વૃત્તિઓને મનુષ્યે પોતાના જીવનને અનુલક્ષીને સમજવાનો પ્રયત્ન નથી કર્યો એમ કહીએ તોય ચાલે. એ બન્ને વૃત્તિઓ ભયમાંથી ઉગી નીકળેલા ધર્મની રીતે, પવિત્ર બીકમાંથી જન્મેલી નીતિની રીતે, શોષણને મૂર્તિમંત બનાવતા આજના આપણા સામાજિક કે અન્ય ધારાધોરણની રીતે અથવા એ ત્રણેના નિમકહલાલ ઉપદેશક જેવી આજની નિશાળોની રીતે નહીં; પણ શુદ્ધ વિજ્ઞાનની રીતે સમજવાની નવી બૂમ પાડવાને લીધેજ આજનું માનસવિજ્ઞાન **નવીન** માનસવિજ્ઞાન કહેવાય છે.

એ બે વૃત્તિઓ ક્યાં છે ? શું છે ? ક્યાંથી નીકળીને કોને મળે છે ? વગેરે અનેક પ્રશ્નો આપણા મનમાં દોડધામ કરી મૂકે છે. જેણે જેણે માનસવિજ્ઞાન વિષે જાણતા, અજાણતા વિચાર કર્યો છે તેણે પોતપોતાની રીતે એ પ્રશ્નોના જવાબ દેવાનો પ્રયત્ન કર્યો છે. આપણે એ વિષે ફ્રૉઇડનું શું કહેવું છે તે સાંભળીએ.

બે કે બે હજાર વૃત્તિઓ ભલે હો, સમજવાની દૃષ્ટિએ કે સરલતાની દૃષ્ટિએ એ બધું ઠીક છે; પણ એ સૌના મૂળમાં, એ બન્ને વૃત્તિઓના મૂળમાં, એ બેય વૃત્તિઓને એકજ બનાવતો એક જ વેગ છે. એનું નામ 'લિબિડો' [ **Libido** ]

તે શું ? એ વેગ તે શું ? લિબિડો તે શું !

લિબિડો એ એક બળ છે. એકેએક મનોવ્યાપારને ગતિમાન કરતો ને અદોલિત બનાવતો એ એક જીવનવેગ છે. સ્વરક્ષણ ને

જાતિરક્ષણની બે વૃત્તિઓ એની બે બાજુઓ બની જાય છે, એનાં બે સ્વરૂપો બની જાય છે. સૌના પ્રાણ જેવો એ એકજ વેગ છે: એનું નામ 'લિબિડો'.

આપણે એને પ્રેમ કહીએ તો કંઇજ ખોટું નથી; જેવો ભૌતિકવિજ્ઞાનમાં આકર્ષણ ( attraction ) ના નિયમ પ્રવર્તે છે, રસાયણમાં સામ્યનો ( affinity ) નો નિયમ પ્રવર્તે છે તેમજ માનસદ્રવ્યમાં અને તેથી મનુષ્યજગતમાં તથા જીવનમાત્રમાં પ્રેમનો નિયમ ગતિમાન થાય છે. એનાં બે સ્વરૂપો છે: સ્વપ્રેમ, જાતિપ્રેમ. એ પ્રેમને ફ્રોઇડની ભાષામાં, ચાલો, આપણે 'લિબિડો' કહીએ.

લિબિડો એક જબરો જીવનપ્રવાહ છે, જીવનવેગ છે. એ વેગ કે પ્રવાહ જીવનની કોઇ પણ પળે આત્મરક્ષણ કે જાતિરક્ષણની દિશામાં ગતિ કરતો હોય છે. કોઇવાર એની ગતિ કે પ્રવાહ રૂંધાય કે ચૂંથાય છે, ત્યારે એજ પ્રવાહ વિકૃત બની એજ એ વૃત્તિઓ તરફ ગતિ કરે છે. એમ બનતાં જે પરિસ્થિતિ ઉભી થાય છે તેને આપણે રોગીદશા ( Pathological condition ) કહીએ છીએ. પણ એ વિષય આ લેખનો નથી એટલે આપણે 'લિબિડો' ( પ્રેમ ) ના સ્વરૂપની વિચારણા આગળ લંબાવીએ.

પાછું પૂછી દેવાય છે: એ પ્રેમ તે શું? 'લિબિડો' તે શું? તમે તો તરતજ જવાબ આપશો કે સ્વરક્ષણ ને જાતિરક્ષણનો વેગ અથવા આત્મપ્રેમ કે જાતિપ્રેમ. ફ્રોઇડ એ બન્ને પ્રેમને જૂદા ન પાડતાં, જાતિય વૃત્તિ ( sexual instinct ) ના નામમાં, જીવનવેગના નામમાં, શમાવે છે.

એને ન સમજનાર, જાતીયવૃત્તિ ( sexual instincts ) અથવા પ્રેમ ( Libido ) નો પોતાની સંકુચિત દૃષ્ટિએ સ્ત્રીપુરુષના

જાતીય સંબંધ જેટલોજ અર્થ કરે છે; અને એમ કરનાર જેણે જાતીય વૃત્તિને આજસુધી પવિત્ર બીકથી (taboo) જોયા હોય છે તે ફ્રૉઇડની જાતી વૃત્તિ (Sexual instinct) ની અતિ વિશાળ કલ્પનાને તેજ બીકથી જુએ છે ને નિંદે છે.

[ ફ્રૉઇડને જીવનવેગ અથવા એની જાતીય વૃત્તિ સ્ત્રીપુરુષમાં જ કે સ્ત્રીપુરુષના પ્રજોત્પત્તિના સંબંધમાં જ કામ કરતાં નથી હોતાં પણ મનુષ્યમનુષ્યના ને સમગ્ર જીવન સાથેના સંબંધમાં કામ કરતા હોય છે, તથા ફ્રૉઇડનો 'લિબિડો' એ સ્ત્રીપુરુષનો, માતપિતાનો, ભાઇબહેનનો, મિત્રાચારીનો, ગુલામ શેઠનો, મનુષ્યનો મનુષ્ય સાથેનો એકેએક પ્રેમસંબંધ તથા મનુષ્યનો જગત સાથેનો ને જગતનાં એકેએક પ્રાણીપદાર્થ સાથેનો પ્રેમસંબંધ આવી જાય છે.

ફ્રૉઇડે યોજેલા 'લિબિડો' કે જાતિયવૃત્તિ (Sexual instinct) જેવા વિશાળ શબ્દનો અર્થ ન સમજનાર કોઇ પણ, ફ્રૉઇડના માનસપૃથક્કરણના નૂતન સ્વરૂપને પોતાનાં જૂનાં ચોકઠાંમાં બેસાડવા જાય છે, પોતાની મર્યાદાઓમાં મૂકવા માગે છે ને પોતાની ભયાકુલ નજરે દૃષ્ટિદોષથી જોવા માગે છે. પરિણામે, નવીન માનસવિજ્ઞાન એના શુદ્ધ સ્વરૂપમાં એને સમજાતું નથી.

ફ્રૉઇડના 'લિબિડો' ની ભાવનાએ ધાર્મિકોને ગભરાવ્યા છે, નીતિમાનોને ઉશ્કેર્યા છે, ને ટીકાખોરોને ટીકા કરવા વેગ આપ્યો છે. પરિણામે એ લોકોમાં માનસપૃથક્કરણ પ્રીતિપાત્ર બન્યું નથી; ઉલટું, એ તેમને સાલ્યું છે. કારણ ધાર્મિકોના ક્રિયાકાંડોને નીતિમા-માનોના આચારવિચારને અને બુદ્ધિમાનોના ઢાંકપિછોડાને એણે ખુલ્લા કરી એ સૌને 'લિબિડો' તળે મુકી દીધા છે.

બહુ જ સ્વાભાવિક રીતે એ સૌથી બૂમ પાડી દેવાઇ કે " શી વાત કરો છો? અમે અમારાં વ્રતવિચાર કરીએ છીએ તેની પાછળ, અમારા ભગવાન માટે મરી ફીટીએ છીએ તેની પાછળ, અમારી માતા–બ્હેનને જે પવિત્ર દૃષ્ટિએ જોઇએ છીએ તેની પાછળ, તેમજ અમારાં દીકરાદીકરીઓને ચાહીએ છીએ ને ચૂમીએ છીએ તેની પાછળ, માણસ જાતને વિશ્વબંધુત્વના ભાવમાં ભેટી પડવા માગીએ છીએ તેની પાછળ પણ, સ્ત્રીપુરૂષના સંબંધ જેવીજ જાતીય વૃત્તિ [Sexual instinct] કે જીવનવેગ છે શું?" નવીન માનસવિજ્ઞાન ને માનસપૃથક્કરણનો પ્રણેતા એ સૌનો એકજ કઠોર શબ્દમાં જવાબ વાળે છે: "હા."

"ત્યારે અમારા બુદ્ધો ને મહાવીરો, ઇસુઓ ને ફિરસ્તાઓ–એ સૌના પ્રેમનું શું? એ સૌનો પ્રેમ કે જીવનવેગ પણ શું જાતીય વૃત્તિ હતો?"

માનસવિજ્ઞાન કહે છે: "હા, જાતીય વૃત્તિ કે જીવનવેગ; અને બીજું કશું નહિં."

વળી વ્યાકુળ બનેલા જૂનવાણી વિચારકોને આશ્વાસન આપતાં તે કહે છે: "પણ ઉભા રહો, એમ ડરો છો શાને? ભયાકુલ થવાની શી જરૂર છે? જાતીય વૃત્તિ [Sexual instinct] કે જીવનવેગ [Libido] થી ડરવા કે બીવા જેવું નથી, શરમાવા કે સંતાડવા જેવું નથી, નિંદવા કે વગોવવા જેવું નથી, એ જીવનવેગ કે જાતીય વૃત્તિનો એક એક પ્રકાર ને એનું એકેએક સ્વરૂપ સમજવા ને સત્કારવા જેવું છે."

ભયાકુલ માનવજાતના મોટા ભાગે એ સ્વરૂપોને સમજવાનો પ્રયત્ન કર્યો નથી, સત્કારવાનો વિચાર કર્યો નથી, એણે એ જાતીય

વૃત્તિ કે જીવનવેગનાં ઘણાંય સ્વરૂપોને નિંદ્યાં છે, સંતાડયાં છે, શરમાવા જેવાં માન્યાં છે.

નૂતન માનસવિજ્ઞાન એવી સૌ ભયાકુલ રીતિઓને વિકૃત માને છે. એમાંથી બચી જવા માનસપૃથક્કરણ એ સૌનું પૃથક્કરણ કરી, એ સૌ સ્વરૂપોની તમારી, મારી ને સૌને પાસે વૈજ્ઞાનિક સમજ માગે છે.

માનસપૃથક્કરણ કલ્પનાના તરંગમાંથી પણ જે છે તેનું પૃથક્કરણ કરીને કહે છે કે તરતના જન્મેલા બાળકમાં પણ જીવનવેગ જાતીય વૃત્તિ હોય છે. એ માતાનાં સ્તન ચૂસી એ વૃત્તિને વાદ આપે છે. એવી જ જાતનો સંતોષ એને પ્રેમના નાના મોટા અનેક આવિષ્કારોથી માંડીને પ્રજોત્પત્તિ અને સુંદરતાનાં અનેક સર્જનોમાં તથા પ્રાણીમાત્રને ચાહવાના વિશ્વબંધુત્વમાંથી મળે છે, તથા એ વેગ વિકૃત બને છે ત્યારે એ જીવનવેગ, આત્મપીડનથી, પરપીડનથી, તથા અનેક જાતની માનસરોગી દશાના ઉન્માદ અને ચિત્તભ્રમના પ્રકારોમાંથી સંતોષ મેળવે છે.

પ્રાથમિક દશાની પવિત્ર બીકોમાં જીવતો કોઇ પણ સમાજ કે સમાજનો મોટો ભાગ જાતીય વૃત્તિને ભયાકુલ દૃષ્ટિએ દોષિત ગણી, એ જાતીય વૃત્તિનું આરોપણ નિર્દોષ બાળકમાં થતું જોઇ, માતા અને દીકરામાં પ્રેમમાં થતું જોઇ, પિતાને પુત્રીના પ્રેમમાં થતું જોઇ, ભાઇઓ બહેનના પ્રેમમાં થતું જોઇ, ભક્ત ને ભગવાનની ભક્તિમાં થતું જોઇ તથા સાધુની સાધુતા ને સતીના સદાચારમાં થતું જોઇ ઘડીભર રોષ ધરે, પણ એવો ગમે તેવો ઉગ્ર રોષ વૈજ્ઞાનિક સત્યને અવરોધી શકતો નથી.

ગુલાબ ને કેરીની પાછળ જગતે ફેંકી દીધેલું ને ઉકરડે નાખેલું ખાતર છે, રૂપાળા દેહની પાછળ મળમૂત્ર લોહીમાંસ છે અને આપણી અત્યંત ઉદાત્ત ને પવિત્ર ગણાતી ભાવનાની પાછળ અને એ ભાવનાઓના મૂળમાં વેગ આપનાર પેલી મેલી મનાયલી, ચૂંથાયલી અને અપવિત્ર કે પાપી ગણાયલી જાતીય વૃત્તિ (sexual instinct) કે જીવનવેગ છે એમ વિજ્ઞાન બોલે છે, ત્યારે મનુષ્યની જંગલી અવસ્થાની તરંગી મનોદશાને આઘાત થાય છે, એની પ્રાથમિક દશાની ધાર્મિક વૃત્તિ છંછેડાઇ ઉઠે છે, અને એનું બહારની બીકોના શિસ્તના નિયમો પર જીવતું નીતિમય માનસ ખળભળી ઉઠે છે. પણ એથી વિજ્ઞાનને શું ?

વૈજ્ઞાનિક વિજ્ઞાનનાં સત્યને જુએ છે ને જેવું જણાય છે તેવું સમાજ પાસે મૂકે છે. એમ થાય છે ત્યારે વિજ્ઞાન મનુષ્યના સંબંધોમાં સુધારો લાવતું નથી કે છૂટછાટ માગતું નથી; વિજ્ઞાન મનુષ્યના સંબંધોમાં ક્રાન્તિ કરે છે.

જ્યારે એવો વિજ્ઞાનનો શોધક પ્રકાશ આપણા સંબંધો પર પડે છે ત્યારે તદ્દન નવી જાતની સમજ પામીએ છીએ અને જ્યારે આપણને લાગે છે કે આપણા સરકારી, ધાર્મિક અને નીતિના કાયદાઓ પ્રમાણિકપણે ઘડાયા ન હતા, પણ અજ્ઞાનના ઉન્માદમાં ને પ્રાથમિક દશાના તરંગમાં ઘડાયા હતા તથા એ ધારાધોરણોએ આજ સુધીમાં લીધેલાં અનેક મનુષ્યોનાં ઘાતકી બલિદાનોના બદલામાં કાંઇજ હિત કર્યું નથી ત્યારે એવા સર્વ ધારાધોરણોને ઊખેડી નાખી જીવનને વૈજ્ઞાનિક ધોરણે સ્વતંત્ર વહેતું મૂકવાની એક માત્ર ફરજ આપણી પાસે આચાર માગે છે.

મન છે, મનનું એક માનસ તંત્ર છે, એ તંત્રને એની પોતાની ઘટના ને રચના છે તથા એ આખું તંત્ર નિયમબદ્ધ છે,

એ વાત જૂની છે; પણ માનસપૃથક્કરણ શાસ્ત્ર નવું છે અને એણે આપેલો માનસતંત્રનો ખ્યાલ અને રજૂ કરેલો નિયમ ( the law of mental constitution) નવો છે.

એ નિયમ ને તંત્રના ખ્યાલના અભાવે આજસુધીનું મન અનેક રીતે ચૂંથાયું છે. એનું તંત્ર અજ્ઞાનથી ઉપદ્રવ પામ્યું છે, એની ક્રિયા–પ્રક્રિયાઓ વિકૃતિ પામી છે ને પરિણામે સમાજના માનસમાં આજે જણાય છે તે વિકૃતિઓ, ચિત્તભ્રમના પ્રકારો ને ગાંડપણ ઉદ્‌ભવે છે. એ સર્વના મૂળમાં, સમાજની આર્થિક અસમાન રચના તો છે જ; પણ એ મોટો વિષય હોવાથી એની સ્વતંત્ર વિચારણા આગળ પર રાખી, એમ કહીએ કે આપણી નિશાળો ને અદાલતો, જેલખાનાં ને છાત્રાલયો, ધર્મસ્થાનો ને નીતિની સંસ્થાઓએ માનસતંત્રના અજ્ઞાનમાં મનુષ્યના મનને ચૂંથી માર્યું છે, તો તેમાં કંઈજ ખોટું નથી.

હવે મૂળ વિષય પર આવીએ.

માનસતંત્રને એક ઘટનાયુક્ત તંત્રનું સ્વરૂપ આપનાર કેટલાંક અગત્યનાં અંગો છે જે આપણે આખા તંત્રની દૃષ્ટિએ જોઈ જવાં જોઈશે.

**૧. અજ્ઞાત મન ( Unconscious mind )** એમાંનું એક અજ્ઞાત મન છે. એના અસ્તિત્વ વિષે હવે શંકા કરી શકાય તેમ નથી કારણકે એણે મનુષ્ય માત્રના જીવનમાં ચાલતા મનના જાગૃત પ્રવાહમાં, અચાનક બોલાઇ જતી વાણીમાં, લખાઇ જતા શબ્દોમાં, કરી બેસાતાં કામોમાં અને અચાનક થઇ જતાં કામોમાં પોતાની યાદ આપી છે.

એણે અત્યારસુધીનાં દિવાસ્વપ્નોમાં, ઊંઘમાં બોલાતી વાણીમાં ઊંઘમાં થતી ક્રિયાઓ (somnambulism)માં, હિપ્નોટિઝમની અસરોમાં અને સૂચનોનાં પરિણામોમાં પોતાની જાતને દેખા દીધી છે.

એ અજ્ઞાત મન ડૉ. ફ્રૉઇડની દ્રષ્ટિએ નીતિમાન નથી પણ વિનીતિમાન ( a-moral ) છે. એને કાળનો બાધ નથી. એ ગમે તેટલા નિષેધો થાય તોય પોતાની ક્રિયાઓમાં સૌ નિષેધોની અસરથી હંમેશાં મુક્ત રહી શકે છે. એની અંદર આનંદપ્રાપ્તિ ને દુઃખ-નિવારણનો મુખ્ય ભાવ પ્રવર્તતો હોય છે, એ અત્યંત અહંભાવી ( ego-centric ) હોય છે. અજ્ઞાત મન પોતાનું બળ એકમાંથી પોતાની બીજી વસ્તુ પર સહેલાઇથી આરોપી શકે છે. એ બાલિશ ( infantile ) અને જાતીય ( sexual ) વૃત્તિવાળું હોય છે.

મનુષ્યનો જીવનવેગ એની પાસે ઘણી ઇચ્છાઓ કરાવે છે. માણસ, એની આર્થિક દશાએ અશક્ય બનાવેલું એવું, ધર્મે નિષેધેલું એવું, જાતિએ ના પાડેલું એવું, સમાજે વખોડેલું એવું, સરકારે ગેરકાયદેસર ઠરવેલું એવું ઘણું દબાવે છે. આ સઘળું અજ્ઞાત મનમાં જાય છે.

૨. ચોકીદાર ( Censor ): એમ દબાયલું ને અજ્ઞાન ( unconscious ) માં કે ઉપ જ્ઞાત ( preconscious ) માં ઊતરેલું બધું નાશ પામતું નથી પણ બહાર આવવા પ્રયત્ન સેવે છે. કોઇ અનુકૂળ સાથ મળતાં કે સંજોગો જડતાં તે ઘણી રીતે બહાર આવે છે. પણ એ બહાર આવનારના રસ્તામાં કોઇ ચોકીદાર બેઠો હોય છે.

એ ચોકીદારમાં ખૂબ વ્યાવહારિક ડહાપણ હોય છે. એ બન્નેને રાજી રાખવાનું કામ કરે છે. બહાર આવવા માગતી વસ્તુઓને બહાર

જવા દે છે ખરો, પણ જુદા જુદા ઓપ આપી, જુદાં જુદાં નામ પાડી, જુદા જુદા વેશપલટા કરાવી તે તેમને જવા દે છે. એ રીતે વેશપલટા કરી આવેલી અજ્ઞાન મનની વસ્તુઓને આપણે સ્વપ્નમાં ખાસ કરીને જોઇ શકીએ છીએ. અજ્ઞાન મનમાં ક્યાં ને કેવી સ્તનનાં બળો કામ કરી રહ્યાં છે, તે જોવા, સ્વપ્નમાં કે બીજી રીતીએ બહાર આવતી અજ્ઞાન મનની વસ્તુઓના ચોકીદારે(censor) પહેરાવેલા વેશપલટા ને ઓપની આરપાર જોવાની કોઇ ચોક્કસ દષ્ટિ કે કોઈ ચોક્કસ રીત ( method ) માનસ-વૈજ્ઞાનિકે હાથ ધરવી જોઈએ.

૩ અહંભાવ (Ego) : પણ એ ચોકીદાર પોતે સ્વતંત્ર નથી. મનની અંદર અગત્યનો ભાગ ભજવતા અહંભાવે એને નીમ્યો હોય છે. એ અહંભાવ ( ego ) મનમાં આનંદ માટે ઉપરતળે થતા આનંદપ્રાપ્તિ ને દુઃખનિવારણના અજ્ઞાન પ્રવાહોના વિરોધરૂપ તરીકે કામ કરે છે એ અહંભાવ જાગૃત દશામાંજ ખાસ કરીને કામ કરે છે. સુષુપ્ત દશામાં એને બદલે એનો ચોકીદાર ( censor ) કામ પર ચડે છે. એ ચોકીદાર અહમ્‌ની ગેરહાજરીનો લાભ લઈ બહાર આવતી ઘણી અજ્ઞાન મનની વસ્તુઓને વેશપલટા કરાવી બહાર કાઢે છે.

એ અહમ્‌ભાવ જાગ્રત છે, નિયમબદ્ધ છે, વાસ્તવિક પરિસ્થિતિની મર્યાદાઓમાંજ ફરે છે, બાપદાદાઓના ઉપદેશો ને નીતિના સિદ્ધાંતો તથા સમાજનાં દબાણો એના પર અસર કરે છે, એ આત્મસંતુષ્ટ છે; તે છતાં પણ એ અહંભાવ (ego) ત્રણ વસ્તુઓની અસર નીચે સતત રહેતો હોય છે. એક અજ્ઞાત મનમાંથી સીધા આવતા આનંદભાવ [Id] ની, બીજી બહારની વાસ્તવિકતાની અને ત્રીજી વિવેકશક્તિની ( super-ego ).

એ ત્રણેમાં સૌથી બળવાન અસર આનંદભાવ (Id) ની હોય છે; અને એ ઉપરાંત બહારની વાસ્તવિકતા [reality] અને વિવેકશક્તિ (super-ego) ની અસર પણ એ જાગૃત હોય છે ત્યારે એના પર સતત હોય છે. એ ત્રણે અસરો વચ્ચે એણે સમતોલપણું (balance) જાળવવું પડે છે. જે મનમાં એ તુલા જાળવી શકાતી નથી તે માનસિક બિમારી (psycho-pathology) માં આવી પડે છે,

૪. આનંદભાવ (Id) : આપણે હવે આનંદભાવની વાત કરીએ. એનું મૂળ અજ્ઞાત મનમાં છે. અજ્ઞાત મનમાં દમન કરાએલી વસ્તુઓને એ આનંદપ્રાપ્તિ માટે બહાર લાવવા માગે છે. એને નીતિ-અનીતિની પડી નથી. એ વિનીનિમાન (a-moral) છે. એને પ્રમાણુશાસ્ત્ર (logic) ના નિયમોની કોઇ જાતની પરવા નથી. એ દમન કરાયેલી એકેએક વસ્તુમાં વસે છે, એની અંદર જબરદસ્ત મનોબળ અથવા જીવનવેગ (libido) રહ્યો હોય છે. આત્મરક્ષણ અને જાતીય રક્ષણની બે વૃત્તિઓ અથવા જીવનવેગના સંતોષમાં આનંદ હોય છે જ. એટલે એ બન્ને વૃત્તિઓના મૂળમાં આનંદભાવ (Id) હોય છે.

૫. વિવેકશક્તિ (Super-ego) : વ્યક્તિ કે સમાજના માનસની એ નૈતિક શક્તિ (conscience) છે. અહંભાવ ને આનંદભાવની અથડામણમાંથી એ ઉભી થાય છે. એ અહંભાવ પર હંમેશાં સ્વામિત્વ ભોગવે છે અને કોઇ કોઈ વાર આનંદભાવ પર પણ સત્તા ચલાવે છે. અહંભાવને મન તો અંતરાત્મા એટલે કોઇ દૈવી શક્તિ છે. અહંભાવ એના અવાજને ખૂબ મહત્ત્વનો અવાજ માને છે. એ નીતિશાસ્ત્ર રચે છે. જગતભરના સમાજની નીતિના એકેએક નિયમ, અને એકેએક વ્યક્તિના અંતરના અવાજે

પર એની સત્તા પ્રવર્તતી હોય છે. અહંભાવની અંદર એ હંમેશાં નૈતિક ટીકાકારનું કામ કર્યે જાય છે અને અહંભાવમાં પાપના ને અપરાધીપણાના ભાવ ઉમેર્યે જાય છે. બિચારું અહમ્ ( ego ) એ પાપ ને અપરાધીપણાના ભાવોથી દૂર રહેવા માગે છે. એ સીંગી કરતુ રહે છે, અને જેમાં એને પાપ કે અપરાધની ગંધ આવે છે તે સૌનું દમન ( repression ) કરવા મિથ્યા પ્રયત્ન કરે છે.

પણ એ વિવેકશકિત ( super–ego ) અથવા અંતરનો અવાજ કવળ સાપેક્ષ ( relative ) હોય છે.

એ વિવેકશકિતએ ઉભા કરેલા નીતિશાસ્ત્રો, એણે ઘડેલા નીતિનિયમો અને એ વિવેકશકિત [ super–ego ] એ વ્યકિતઓમાં જગાડેલા અંતરના અવાજોએ, આજસુધીનો મનુષ્યનો ઇતિહાસ જોતાં માલુમ પડે છે કે હંમેશાં સમાજના બહારના સંજોગો [ environments ] પર જ આધાર રાખ્યો હોય છે. નીતિના નિયમો અને અને અંતરના અવાજોને દોરનાર કોઇ પણ કાળનાં ઉત્પાદક બળો અને આર્થિક ધોરણોજ હોય છે. ગમે તેવા સંત કે મહાત્માઓ પણ એ નિયમને અપવાદરૂપ નથીજ નથી.

પ્રાથમિક દશાના નીતિના નિયમો જૂદા હતા, અંતરના અવાજો જુદા હતા કારણ તે તે સમયના બહારના સંજોગોને અનુકૂળ વિવેકશકિત જૂદી હતી. એ પ્રમાણેજ ગુલામ કાળમાં, મધ્યકાળની રાજાશાહી કે ઠાકોરશાહીમાં અને આજની મૂડીવાદી સમાજરચનામાં વિવેકશકિતને અંતરના અવાજો, કાળના જૂદા જૂદા સંજોગોને અનુકૂળજ હોય છે.

પ્રાથમિક દશાની સ્ત્રીની નીતિ ને અંતરનો અવાજ એક હતો, ગુલામી દશામાં ધણીનું ધણીપણું ચાલુ રાખવા બળી મરતી સ્ત્રીની નીતિ ને અંતરનો અવાજ જૂદાં હતાં અને આજની ગુલામીમાંથી

મુક્ત થવા મથના સ્ત્રીત્વની નીતિ ને અંતરના અવાજ એ બંનેથી જૂદાં થતાં જણાય છે.

સમાજનાં આર્થિક ધોરણો તથા સામાજિક શ્રમથી થતું ઉત્પાદન ને તેની વહેંચણીથી ઘડાતા બદાગના સંજોગોને અનુરૂપ નીતિનિયમો તેમજ સંભળાતા અંતરના અવાજો તે શું!

હા, એ વાત જરાક વધારે સ્પષ્ટતા માગે છે. આપણે એ સ્પષ્ટતા ચાલુ વિષયને અનુરૂપ દષ્ટિએ કરીએ.

વિવેકશક્તિ [super-ego] કોઇપણ કાળના, સમાજના, તેમજ નીતિના નિયમો અને વ્યક્તિના અંતરના અવાજો ઘડે છે અને તે કાળ કે સમાજના સંજોગો વિવેકશક્તિને ઘડે છે. પણ એ સંજોગોમાં જેની પાસે સત્તા હોય છે તે વર્ગની વિવેકશક્તિ નીતિના એવા નિયમો ઘડે છે કે જેમાં સત્તાવાળા વર્ગ પાસે ઉત્પાદનનાં અને આનંદનાં બધાં સાધનો હોય. એટલે એ રીતે આજસુધી આનંદભાવ [Id], જેની પાસે ખૂબ મનોબળ છે તેણે સત્તાધારી વર્ગોની મહેનત લૂંટી પોતે વધારેમાં વધારે આનંદ ભોગવવાના નિયમો ઘડાવ્યા છે ને એ નિયમોનાં નીતિશાસ્ત્રો બન્યા છે, કારણ વિવેકશક્તિ (super-ego) પર પણ આનંદભાવ [Id] ની જબરી અસર હોય છે.

પરિણામે સામાજિક માનસની તુલા સચવાઇ નથી. સામાજિક અહમ્‌ને વધારે ને વધારે દમન કરવાં પડયાં છે. સમાજના એક નાના સરખા સત્તાધારી વર્ગે બધાજ નિતીનિયમો એક ઘણા મોટા વર્ગને દમવા માટે ઊભા કર્યા છે.

એ સંજોગોમાં આપણી આજની વિવેકશકિત (super-ego) એ નીતિના નિયમો એક અતિ મોટા વર્ગની મહેનત

લૂંટવા જાણતાંઅજાણતાં ઘડયા છે. દમનો વધી પડયાં છે. માનવ-સમાજના ઘણા મોટા વર્ગનું આખુંય જીવન એક વ્યવસ્થિત દમન બન્યું છે. એ રીતે અખત્યાર થતા દમને અજ્ઞાત મનનો ભાર વધારી દીધો છે. એક નાના સરખા સત્તાધારી વર્ગને બાદ કરતાં અતિ-મોટા શોષિત વર્ગને માટે આનંદનાં સાધનો જતાં રહેતાં એકએક વ્યક્તિ માટેનું દરરોજનું દમન ભારે થઇ પડયું છે.

નૂતન માનસવિજ્ઞાને એ વાત પૃથક્કૃત કરી બનાવી આપી છે. એ બાબત આર્થિક દૃષ્ટિએ ગમે તેવી હોય પણ માનસ શાસ્ત્રીય દૃષ્ટિએ ઘણી ભયંકર લેખાય.

વ્યક્તિ કે સમાજના દમનનો ભાર અતિ ભયંકર છે જ. એ ભાર મનને બિમાર પરિસ્થિતિ ( pathological condition ) માં મૂકી દઇ મન ને શરીર જેવાં જીવન તંત્રોનો વિનાશ કરી નાખે છે

એમ કેવી રીત બને છે? દમનનો ભાર વધતાં મનમાં કઇ જાતની ક્રિયાઓ ચાલી રહે છે? આખા માનસની ક્રિયાપદ્ધતિ શી છે? એવા પ્રશ્નો સ્વાભાવિક રીતે આપણને થાય છે. એ સર્વના જવાબમાં આપણે માનસતંત્રના બીજા વિભાગમાં માનસક્રિયા ( mental process ) ને સ્પષ્ટ કરવી જોઇશે. એ સ્પષ્ટતાની શરૂઆતમાં આપણે આગળ આવી ગએલા જીવનવેગ [ libido ] ની વાત લાવવી પડશે, કારણ કોઇ પણ ક્રિયાના મૂળમાં કોઇ ને કોઇ શક્તિ કે વેગ હોય છે; કોઇ પણ માનસક્રિયાની ગતિમાં જીવનવેગ [libido] છે.



# માનસક્રિયા

કોઇપણ ઘટનાયુક્ત રચના તંત્ર કહેવાય છે. તંત્રને તંત્ર બનાવનાર ઘટનાયુક્ત રચનાની પાછળ કોઇ બુદ્ધિમાન બળ, કે શક્તિની ભાવના અનિવાર્ય થઇ પડે છે, કારણ એવી કોઇ શક્તિ કે બળ વિના ક્રિયા માર્ગ અશક્ય હોય છે. આખાય માનસતંત્રની પાછળ એવું કોઈ બળ કે શક્તિ હોવીજ જોઇએ. એ માનસબળ કે શક્તિનું સ્વરૂપ માનસપૃથક્કરણ શાસ્ત્ર આપણી સમક્ષ રજૂ કરે છે. એ માનસશક્તિ કે માનસબળ ( psychic energy ) આખાય માનસતંત્રને ( psychical system ) ક્રિયા શીલ કરે છે. આપણે એ માનસશક્તિ કે માનસબળને 'જીવનવેગ'ના નામે ઓળખ્યું છે. માનસ ક્રિયાના આ વિષયમાં આપણે એ જીવનવેગની ( libido ) ક્રિયાપદ્ધતિનો વધુ પરિચય કરશું.

બહુજ બહોળા અર્થમાં જેને આપણે પ્રેમ કહી શકીએ એવો જીવનવેગ માનસ જીવનમાં ગતિમાન થતો આપણને જણાય છે. એ જીવનવેગની બે બાજુ છે. એ બેય બાજુને આપણે જીવનના બે મુખ્ય આવેગો તરીકે ઓળખી છે. એક આત્મરક્ષણ અને બીજો જાતીય રક્ષણ એ બેય આવેગો પાછળ એક જીવનવેગ [ libido ] ગતિમાન થાય છે. એ જીવનવેગ એક સમયે આત્મપ્રેમ તરીકે

બહાર આવે છે, બીજે સમયે માબાપના પ્રેમ તરીકે દેખા દે છે, વીજે ઠેકાણે બાળકો તરફના પ્રેમ તરીકે જણાય છે, અને ઘણીવાર મિત્રાચારીના પ્રેમના રૂપમાં અને આખીય માણસ જાતના પ્રેમમાં નજરે પડે છે. પ્રેમનાં એ સૌ સ્વરૂપોને આપણે પ્રકાર જોઈ જુદાં પાડી શકીએ તેમ નથી. એક વ્યક્તિને પોતાનાં માબાપ માટે, પોતાનાં બાળકો માટે, પોતાની સ્ત્રી કે પોતાના માટે તથા આખીય માનવજાતને માટેનો પ્રેમ એક છે, કારણ એ પ્રેમ પાછળ બેમાંથી એક કે બન્ને આવેગો કામ કરતા હોય છે. અને કોઈપણ આવેગ પાછળ જીવનવેગ [libido] ગતિ કરતો હોય છે. ડૉ. ફ્રોઇડ એ આખાય જીવનવેગને જાતીય આવેગમાં નાખે છે. જાતીય આવેગનાં નામ માત્રે સમાજને પોતાની પ્રાથમિક દશામાં ચઢી ગએલી સૂગ હજુ ઉતરી ન હોવાથી ડૉ. ફ્રોઇડની એ વાત સામે સમાજના મોટા ભાગે ડોળા ઘુરકાવ્યા છે. એ ઘુરકણીના આવેશમાં આવેલો સમાજ ડૉ. ફ્રોઇડનો જાતીયતા (sexuality)નો વિશાળ અર્થ સમજી શકેલો નથી. ડૉ. ફ્રોઇડને મન જાતીયતા [sex] એટલે સ્વત્વ [ self ] છે. ડૉ. ફ્રોઇડ એ જીવનવેગની ગતિને મનુષ્યના જન્મ સાથેજ બહાર આવતી બતાવે છે.

બાળક જન્મે છે. એનો જીવનવેગ ગતિમાન થાય છે. માતાના સ્તનને ધાવી આત્મરક્ષણની જાતીયતા (sexuality) ને સંતોષવાની એ શરૂઆત કરી દે છે. એ રીતે બાળકનો માતા સાથેનો પહેલવહેલો જાતીય સંબંધ બંધાય છે. એજ જાતનો સંતોષ એ પોતાના મળમૂત્ર વિસર્જનમાં મેળવે છે. એ બન્ને સંતોષ કે જાતીય ક્રિયાઓ બાળક, કિશોર, કુમાર કે વૃદ્ધ થતાં અટકી જતાં નથી પણ બદલાતાં જતાં સાધનોથી મેળ ખાતાં હોય છે.

બાળક મોટું થાય છે. એ બહારના વિષયો સાથે સંબંધમાં

આવે છે. એવો કોઇ પણ સંબંધ જાતીય સંતોષ માટે હોય છે, ને એવા કોઈ પણ સંતોષની પાછળ જીવનવેગ ( libido ) ની ક્રિયા હોય છે. બહારના વિષયો સાથે સંબંધમાં આવતા બાળકનો જીવન વેગ એને શરૂઆતમાં આત્મસંતુષ્ટ બનાવે છે. એ પોતાનેજ ચાહે છે. પોતા સાથે પ્રેમમાં પડે છે. એને મન બહારનું જગત પોતા સાથેના પ્રેમના સાધનરૂપ બને છે.

બાળક કુમાર કે યુવાન બને છે. એનો જીવનવેગ જરાક નવીન સ્વરૂપ ધારણ કરે છે. એને પોતાથી જૂદી જાતી ( opposite sex ) સાથે પ્રેમ કરવાનું મન થાય છે. છોકરો છોકરી તરફ ને છોકરી છોકરા તરફ આકર્ષાય છે. બન્નેને એકબીજાનો સંબંધ સેવવાનું મન થાય છે. બન્નેને એકબીજા સાથે વાતો કરવાની ઇચ્છા થાય છે. બન્નેને એક બીજાના શરીરનો સ્પર્શ ગમે છે. બન્નેને એકબીજામાં પોતાના જીવન વેગનો સંતોષ જડે છે.

એ આવેગ મનુષ્યને કોઈવાર આંધળાં બનાવે છે. એ આવેગને વશ થઇ સ્ત્રીપુરૂષમાં જે વધારે સત્તાવાળું ને બળવાન હોય તે પોતાથી જૂદી જાતિની વ્યક્તિપર હુમલો કરે છે, અને એ રીતે પોતાની વિકૃત બનેલી જાતીયવૃત્તિ સંતોષવા પ્રયત્ન કરે છે. એ બળાત્કાર કે અત્યાચાર જંગલી સમાજનો સામાન્ય ક્રમ હતો, એ બળાત્કાર કે અત્યાચાર જૂના જમાનામાં કાયદેસર પણ મનાતો. તે તે જમાનાઓમાં પુરૂષે સ્ત્રીનાં હરણ કર્યાના, પુરૂષે સ્ત્રી પર બળાત્કાર કે અત્યાચાર કર્યાના દાખલાઓ ભૂતકાળ આપણી સમક્ષ ધરે છે. એ યુગમાં પુરૂષ આર્થિક દષ્ટિએ વધારે સલામત હતો એટલે સ્ત્રી કરતાં વધારે સત્તાશીલ અને બળવાન હતો. એ બળને સત્તાનો લાભ લઇ પુરૂષ સ્ત્રી પર બળાત્કાર કે અત્યાચાર કરતો.

આજનો સમાજ પણ એ જૂનકાળના અંધેરમાંથી ઉગર્યો નથી. આજના સમાજમાં પણ પુરૂષ આર્થિક દૃષ્ટિએ બધીજ મિલ્કતનો માલિક છે, અને આજના સમાજમાં નિર્બળ ને અબળા લેખાવતી સ્ત્રી પર પુરૂષજાતિનો બળાત્કાર કે અત્યાચાર કાયદેસર મનાય છે.

એ બળાત્કાર કે અત્યાચારને આજની સરકારે કાયદેસર બનાવ્યો હોવાથી સરકારી શોષણ સાથે હંમેશાં હાથ મિલાવતી પ્રચલિત ધર્મની ને નીતિની સંસ્થાઓએ પણ એજ બળાત્કાર કે અત્યાચારને અંજલિ છાંટી પવિત્ર બનાવ્યો છે, તથા નીતિમાન ગણ્યો છે. એ સંજોગોમાં જાતીય દૃષ્ટિએ આપણા સમાજનો મોટો ભાગ જાતીય વિકૃતિમાં અને વ્યભિચાર કે અત્યાચારની સતત દશામાં જીવે છે એમ કહીએ તો એ કથન કડવું લાગે તો પણ વાસ્તવિક તો છે જ.

એ સ્થિતિમાં એવા બધારના વિકૃત સંજોગોને વશ થએલા અને એ ધર્મનીતિનાં ઝેર ગળથુથીમાંથી પીને ઉછરેલા આપણા આજના સંત મહાત્માઓ પણ આજની વિકૃત જાતીય મનોદશાને જરાક જુદી રીતે વશ વર્તે છે, અને સ્ત્રી પુરૂષના અનેક નિર્દોષ જાતીય આવિષ્કારોને પાપી કે ગંદા ગણી તિરસ્કારે છે. એ રીતે લોક જાણતાં અજાણતાં સ્ત્રીને મિલ્કત બનાવનાર જાતીય આવેગના બળાત્કાર કે વ્યભિચારનાં જંગલી સ્વરૂપોને પોષતા હોય છે.

એવા આજના એ લોકોને મન પ્રજોત્પત્તિ પાપ છે. છોકરા છોકરીઓ એક આસન પર બેસે તેમાંય પાપ છે. માલિકોની સરકારે કાયદેસર ન ગણ્યા હોય તેવા સ્ત્રી પુરૂષ સંબંધો પાપ છે, માલિકોની વફાદારીની દૃષ્ટિએ કાયદેસર ન ગણાતાં હોય તેવાં સ્વતંત્ર સંબંધ કે સ્વતંત્ર પ્રેમથી જન્મેલાં બાળકો પણ પાપી કે ગેરકાયદેસર છે

આ વાત લખતી વેળાએ આજકાલ બનેલો એક કિસ્સો યાદ આવે છે. એનો ઉલ્લેખ માલિક મિલ્કત પર રચાવલી આપણી વિકૃત મનોદશા વાળી ધાર્મિક ને રોગી, નૈતિક ભાવના, ને તેથી ચૂંથાતી આપણી માણુસાઈની વિચારણા પર પ્રકાશ ફેંકશે.

સદશિક્ષણને અઢાર વરસ સુધી સર્વ રીતે સફળ બનાવનાર એક કુશળ શિક્ષક પર અંગત દ્વેષને વશ થઈ એક બહેને આરોપ મૂક્યો કે ૭ વર્ષ પહેલાં એ શિક્ષકની શાળામાં હું ભણતી ત્યારે એણે મને ચુંબન કરેલું.

૭ વરસ પહેલાંની આ વાતે આપણા સમાજના સાધુ મહાત્માઓને આજે ગભરાવી મૂક્યા હતા. ૭ વરસ પરની આ સાચી ખોટી વાતના કથનની ભારે તપાસ ચાલી રહી હતી. એ વાતમાંજ આપણા સમાજના સાધુ મહાત્માઓને અનેક પાપો તરતાં લાગ્યાં હતાં. એ વાતના નિર્ણયમાં ને આત્મશુદ્ધિની વિચારણા અને વાટાઘાટોની દોડધામમાં ગરીબ પ્રજાની જાહેર મિલ્કતમાંથી ચારસો પાંચસો રૂપીઆ ખરચાઈ ગયા હતા. આ સૌના મૂળમાં જાતીય આવેગના કોઈપણ સ્વતંત્ર આવેગથી ભડકી મરવાની આપણા સમાજની મનોદશા છે અને એના મૂળમાં જાતીય આવેગને પાપી માનતી ને તેના નિર્દોષ સ્વતંત્ર આવિષ્કારથી ભયાકુલ બનતી મનોદશા છે. આજે એવી નજીવી વાતો આપણને ભડકાવે છે, આપણાં જીવન ચૂંથે છે, આપણને અહોભાવથી જોતાં બનાવે છે, આવતી કાલનો વધારે વૈજ્ઞાનિક અને મનુષ્યના જીવનવેગને વધારે સાચી અને વિજ્ઞાનિક રીતે સમજતો સમાજ આપણી આજની નૈતિક ને ધાર્મિક રોગી મનોદશા પર પેટ પકડીને હસશે અને આવતી કાલનું વૈજ્ઞાનિક વિચારસરણીવાળું બાળક પણ આપણી આજની ભયાકુલ ને વ્હેમી મનોદશાનો ઉપહાસ કરશે.

પાછા વિષય પર આવીએ. જાતીય-આવેગના નિર્દોષ આવિષ્કારોથી ભયાકુળ બની એ નિર્દોષ આવિષ્કારોને ચૂંથતાં આપણા જંગલી સમાજે જાતીયતા સાથે અનેક વ્હેમોને, અનેક પવિત્ર બીકોને, અનેક વિધિનિષેધોને, અને અનેક પ્રાયશ્ચિતોને જોડી દીધાં છે. ડૉ. ફ્રોઇડે એ સૌ તરફ અપેક્ષા સેવી જીવનવેગના આવિષ્કાર જેવા છે તેવા સમાજ સમક્ષ વૈજ્ઞાનિકની રીતે મૂક્યા છે. કાર્યકારણની દૃષ્ટિએ વાત કરનાર એ વૈજ્ઞાનિકે મનુષ્યના કોઇપણ પ્રેમના સ્વરૂપના સ્વાભાવિક કે વિકૃત આવિષ્કાર પાછળના કારણ તરીકે જીવનવેગની ગતિ બનાવી આપી છે.

એક સ્થળે એ જીવનવેગની ગતિનાં સ્વરૂપો ને બહાર મૂકનાં એ વૈજ્ઞાનિક બોલે છે કે " અમે સુધારકો નથી, દૃષ્ટાઓ છીએ. અમારે ઝીણી નજરે જોયા વિના ચાલતું નથી અને એ રીતે જોતાં આજની રૂઢિચૂસ્ત રીતિઓને અને જાતીય નીતિઓને અમે ટેકો આપી શકીએ તેમ નથી. અમે બહુ સહેલાઇથી કહી શકીએ તેમ છીએ કે આજનો સમાજ જેને નીતિના નિયમો કહે છે તેણે નિર્દોષોના ઘાત કર્યા છે અને એ બધા નીતિના નિયમો પ્રમાણિક રીતે કે ડહાપણપૂર્વક લખાયા નથી."

આપણા વ્હેમોએ, આપણી પવિત્ર બનેલી બીકોએ, આપણા વિકૃત બનેલા સ્વાર્થોએ, આપણા રૂઢ થએલા નીતિ નિયમોએ, આપણી બુદ્ધિની જડતાપર રચાયલા ધર્મોએ આપણા જીવનવેગના પ્રવાહોને કેવી રીતે રૂંધ્યા છે ને ચૂંથ્યા છે, એ રૂંધાયલા ને ચૂંથાયલા પ્રવાહોએ કેવાં વિકૃત સ્વરૂપો ધર્યાં છે. એ વેગોએ કેવા માર્ગ લીધા છે ને કેવી રીતે લીધા છે એ બધી વાતો પર આપણે ચાલુ વિષયની ચર્ચામાં આવી લાગીએ છીએ

જાતીયતા ( Sexuality ) કે જાતીય આવેગ ધિક્કારવા યોગ્ય નથી, એના આવિષ્કારો પાપી કે બીવા જેવા નથી, અને એ આવેગ અને એના આવિષ્કારોથી કોઇ પણ મનુષ્ય-પછી તે પારણામાં રમતું બાળક હોય કે વૃદ્ધ હોય, અજ્ઞાની કે જ્ઞાની હોય, અલ્પ કે મહાન હોય તોપણ અળગું રહી શકતું નથી.

બાળકમાં દેખાતો જાતીય આવેગ એની માતાના સ્તનપાનની અને મળમૂત્ર વિસર્જન કરવાની ક્રિયામાં સૌથી પ્રથમ દેખા દે છે એનો આવિષ્કાર ઉંમર અને ભિન્ન ભિન્નશારીરિક પરિસ્થિતિ ઉપર પણ આધાર રાખે છે.

એ આવેગ મનુષ્યના આખા જીવનમાં જણાઇ આવે છે, તોય જીવનની અમુક દશા કે વિભાગમાં તે વધારે ઉગ્રતાથી નજરે ચઢે છે. જાતીય આવેગના આવિષ્કારનું સાધન આખું શરીર-હોવા છતાં શરીરનાં અમુક સ્થાનોમાં તે વધારે પ્રમાણમાં ઉત્તેજિત થતો જણાય એવાં ઉત્તેજક સ્થાનો ( erotojenie zones ) પુરૂષ શરીરમાં મળમૂત્ર વિસર્જન કરવાની અને પ્રજોત્પતિ કરવાની ઇંદ્રિય છે તથા સ્ત્રી શરીરમાં મળમૂત્ર વિસર્જન કરવાની, પ્રજોત્પત્તિ કરવાની, અને બાળપોષણ કરવાની ઇંદ્રિય છે.)

અમુક ઉંમરે મનુષ્ય શરીરનાં એ ઉત્તેજક સ્થાનોનો પૂરેપૂરો વિકાસ થતો હોય છે, અને તે પહેલાં પારણામાં અંગૂઠો ધાવતું બાળક અને શેરીમાં રમતું ત્રણ પાંચ વર્ષનું બાળક ખૂબ નિર્દોષ રીતે જાતીય આવેગની ઉત્તેજના વ્યકત કરતું હોય છે.

માબાપ ધારે છે તેવું ભોટ કે મૂર્ખ, બાળક, ન હોવાને કારણે પોતાનાં વ્હેમી માબાપોનો કોઇ પણ જાતીય પ્રશ્ન કે નિર્દોષ આવિષ્કાર તરફનો અભાવ તેઓ એકદમ સમજી જાય છે. પોતા તરફના

આવા વલણથી ચિંતાતુર બનેલાં બાળકો પોતાની દિલચાલના દમન તરફ વળે છે. એ દમનની શરૂઆતમાં અનેક પ્રકારનાં અનિષ્ટો ગુપ્ત રહેલાં હોય છે. એ રીતે વહેમી માબાપ પોતાના બાળકના બાળપણમાંજ અનેક શારીરિક અને માનસિક બિમારીનાં બીજ રોપે છે.

એમ કરતાં કોઈ પણ માબાપ કે વહેમી સાધુના કોઈનો જીવન આવેગ રોકી શકતાં નથી. એ જીવન આવેગ એકલાં વહેમી સમાજે નિષેધેલાં શારીરિક લક્ષણોમાંજ જણાઈ આવતો નથી પણ બાળકમાં એ આત્મપ્રેમ અને આત્મસતાપી અનેક પ્રકારોમાં દેખા દે છે. એ પ્રકારોને ન સમજનાર શિક્ષક કે માબાપ પણ બાળકને અપમાની કે એના નિર્દોષ વર્તનમાં આડે આવી એના જીવનવેગને વિકૃત થવાની તક આપે છે.

જ્યારે બાળકનો જીવનવેગ વહેમી કે મૂર્ખ માબાપ રોકે છે ત્યારે એ રૂંધાએલો પ્રવાહ તરંગે ચડે છે. પ્રાથમિક દશાના જંગલી માણસના એજ પ્રવાહને કુદરત ને જંગલનાં બળો કે ગુલામીમાં રાખનાર ગોરાં બળો રૂંધતાં હોય છે. પરિણામે બાળક અને પ્રાથમિક દશાના સમાજમાં વધારે પ્રમાણમાં તરંગી જીવન માલમ પડે છે.

બાળક મોટું થતાં પોતાનાં માબાપને, વડીલોને, સાધુ સંતોને, ધર્મશાસ્ત્રોને અને ધર્મનીતિની ગમે તેવી ગાંડી ઘેલી આજ્ઞાઓને આદર્શ માનતાં શીખે છે. એ સમયે એની વિવેકશક્તિ ખીલતી હોય છે. એ સમયે એ વિવેકશક્તિ એની પાસે હંમેશાં જે પસંદગી કરાવે છે તે સાચી કે સારીજ હોય છે એમ માનવાને કશુંજ કારણ નથી. માનસ વિજ્ઞાનમાં વપરાતી વિવેકશક્તિ ( *conscience* ) શબ્દને નીતિના રૂઢ અર્થમાં લેવાની ભૂલ થવી ન જોઈએ.

એ રીતે મા, બાપા અને વડીલોના આદર્શ બાંધતું બાળક પોતાને માટે અપરાધની ભાવના કેળવે છે. એ સમયથીજ પાપ અને અપરાધ નામનો માનવ સમાજનો મોટો વહેમ એની પાછળ પડે છે.

એને એનો જીવનવેગ ઘણી વસ્તુઓ બતાવે છે. એનો જીવનવેગ એની સામે ઘણાં સ્વરૂપો રજુ કરે છે. એને ઘણાં મન થાય છે. એની સામે ધર્મનીતિના બ્હેમ ડોળા ઘુરકતા ઉભે છે. એ ભયાકુલ બને છે. એની અંદર કલહ જાગે છે. કલહનું પરિણામ દમનમાં આવે છે. દમનમાંથી શારીરિક બિમારીથી માંડીને ગાંડપણ સુધીના બધા રોગો જન્મે છે. એ રોગોમાં–જૂદી જૂદી જાતની માનસિક બિમારીઓમાં વિકૃત રીતે મનુષ્યના જન્મથી રૂંધાયલા ને દબાયલા અનેક આવિષ્કારો સંતોષ માગતા બહાર આવે છે, અને રોગનાં લક્ષણો તરીકે દેખાય છે.

એક મોટા વેગભર્યા પ્રવાહની કલ્પના કરો. એવો પ્રચંડ જયઘોષ પડતાંની સાથે જમીનપર વહેવાને બદલે અંદર ઉતરી જાય છે કે બહારે દોડવા લાગે છે. અથવા તો એ પ્રવાહના વધારે ઉદાત્ત ઉપયોગ કરવા ખોદી રાખેલી નહેરોમાં વહેવા લાગે છે.

મનુષ્યના જન્મ સાથે વહેવા માંડેલો જીવનવેગ ( libido ) બાળકની અમુક ઉંમરે અંદર ઉતરતો હોય છે. બાળક પોતાની જાત સાથે પ્રેમમાં પડે છે. આત્મપ્રેમની એ ભૂમિકાને નાર્સીસ્ટીક સ્ટેજ કહેવામાં આવે છે.

એવી ભૂમિકા બાળકોના શરૂઆતનાં વરસોમાં માલમ પડે છે પણ કોઈવાર બહારના સંજોગો અંદર ઉતરેલા એ જીવનવેગને મોટી ઉંમરે પણ બહાર નીકળી બહારના વિષયો સાથે ( object-

love) પ્રેમમાં પડવા દેતો નથી. પરિણામે મોટી ઉંમરનો માણસ પણ પોતે પોતા સાથે પ્રેમમાં પડયો હોય કે પોતે પોતાપર મુગ્ધ થયો હોય એવાં લક્ષણો બતાવતો માલમ પડે છે. એવી રીતે મોટી ઉંમરની સ્ત્રીઓ પણ પોતાપર મુગ્ધ થએલી દેખાય છે.

એમ આત્મપ્રેમમાં પડેલી સ્ત્રી પુરૂષજાતને ધિક્કારતી કે પુરૂષ સ્ત્રીજાતને ધિક્કારતો બને એ ધિક્કાર ધાર્મિક સ્વરૂપ ધરે છે તો પોતાથી વિરૂદ્ધ જાતિની વ્યકિતનું મુખ જોતાં અભડાઇ જાય છે. એમ પોતાપર મુગ્ધ થએલા સ્ત્રી કે પુરૂષો આખો દિવસ આરસીમાં પોતાનુંજ મુખ જોયા કરતાં હોય છે. શરીર શણગાર તરફ સૌથી વધારે કાળજી રાખતાં હોય છે. આવી જાતની બિમારી આપણે ત્યાં ઓછી નથી.

પણ ધારો કે અહમ્ પર મુગ્ધ થએલો જીવનવેગ બહારના વિષયો તરફ (object-love) વહેવા માંડે છે. એ ભૂમિકામાં છોકરા છોકરીઓ એકબીજાં તરફ આકર્ષાય છે. એવું બહારના વિષય તરફના પ્રેમનું આકર્ષણ બાળક માતા તરફના પ્રેમથી શરૂ કરતું હોય છે અને એમ બહાર નીકળેલા જીવનવેગ માતૃપ્રેમથી શરૂ થઇ મિત્રપ્રેમ કે સાથીદાર સુધી પહોંચતો હોય છે.

પણ ઘણીવાર એમ બને છે કે બહારની અમુક અડચણોને લીધે એ જીવનવેગ કે પ્રેમ માતા કે પિતા સાથે જોડાઇ રહેતો હોય છે. એમ એક જાતની બિમાર પરિસ્થિતિ ઉભી થાય છે. માતા પર ચોંટેલો જીવનવેગ આગળ વધવા ના પાડે છે, એજ રીતે છોકરીઓના પિતાપર ચોંટેલો પ્રેમ આગળ વિકાસ પામી શકતો નથી.

એને ચોંટ ( fixation ) થઇ કહેવાય છે. એવી ચોંટ છોકરીની માતા પર થાય છે ત્યારે તેને માતૃ ગ્રન્થિ ( eclipus complex ) કહે છે અને છોકરીની પિતા પરની એ ચોંટને પિતૃ ગ્રન્થિ ( father complex ) કહે છે.

પણ ધારો કે બહારના વિષય તરફ જીવનવેગ વહે છે. એક જુવાન છોકરો છોકરી તરફ બહુજ સ્વાભાવિક રીતે આકર્ષાય છે. બન્ને પ્રેમમાં પડે છે. પણ કોઇ એવું કારણ બને છે કે જેમાં એક જણ બીજાને હાંકી કાઢે છે. એ પરિસ્થિતિમાં એમ પાછો વળેલો જીવનવેગ કોઈવાર પાછો માતાપર આવીને પડે છે અને ત્યાંજ ચોંટી રહે છે. એમ પાછા વળીને બાળપણના પ્રેમના વિષયપર પડવાના જીવનવેગના પ્રકારને ( regression (?) કહેવામાં આવે છે. પાછો વળેલો અથવા એમ આઘાત પામેલો છોકરીનો જીવનવેગ પિતા પર પાછો વાળાને ચોંટે છે. એ એક જાતની બિમારી કહેવાય. એવી બિમારી ઘણીવાર ખૂબ ગંભીર બનતી હોય છે.

ધર્મનાં સ્વરૂપો આવી જાતના ઘણા દાખલા આપતાં હોય છે. પ્રભુને પિતા કે માતા તરીકે પૂજવામાં એવી કોઇ બિમારી હોય છે. બહારના વિષયોમાંથી પાછો વળેલો જીવનવેગ કોઇ માતાપિતાની તરંગી મૂર્તિ સામે મંજીરા કૂટતો કે તપ તપતો ઘણીવાર દેખવામાં આવે છે. ધાર્મિક સ્વરૂપોના ઘણા પ્રકારો એવી અનેક માનસ બિમારીઓથી ભરેલા હોય છે. એવા સર્વ પ્રકારો માનસવિજ્ઞાનની ભાષામાં સમાજની સમજ માટે સ્પષ્ટ થવાં જોઇએ.

પણ એ જીવનવેગ ઘણીવાર બહારના વિષય તરફ જતાં રૂંધાય છે. ઘણીવાર બહારના સંજોગોની દૃષ્ટિએ જીવનવેગનાં અમુક સ્વરૂપો દુઃખદ બને છે. તે વેળા એને દબાવવામાં આવે છે. દમન

( repression ) શરૂ થાય છે. એમ દબાયલી ઘણી વાતો અજ્ઞાત મનમાં જઈ પડે છે. અજ્ઞાત મનમાં પડેલાં, દમન કરાયલાં સ્વરૂપો માનસ બિમારીનાં મૂળરૂપ પડયાં હોય છે. એ દમન પ્રકારમાંથી આપણને ખ્યાલ પણ ન હોય તેવાં માનસ રોગનાં ગંભીર સ્વરૂપો દેખા દે છે.

એ ઉપરાંત જીવનવેગનો એક આવિષ્કાર એવો પણ છે કે જેને સમાજે સંસ્કૃતિના નામથી અપનાવ્યો છે, જેનાં સ્વરૂપો સમાજે વખાણ્યાં છે. એ આવિષ્કારને ઉદાત્તીકરણ (sublimation) કહેવાય છે. એમ ઉદાત્ત થએલા જીવનવેગના સ્વરૂપો પ્રેમનાં વિશાળ સ્વરૂપોમાં, સત્ય શોધનમાં, કોઈ એક વિચાર માટે અપાતા આપ ભોગોમાં, કળાના સૌંદર્યના પ્રકારોમાં નજરે ચઢે છે.

સમાજની જે રચનામાં ન્યાયની પ્રથમ ભૂમિકારૂપ સમાનતા છે, જીવન કલહની જીવલેણ હરિફાઈ નથી, પણ મનુષ્ય મનુષ્ય તરફનો સદ્‌ભાવ અને સહાનુભૂતિ છે ત્યાં એવું ઉદાત્તીકરણ (sublimation) સૌથી વધારે પ્રમાણમાં થતું હોય છે. એથી ઉલટું જે સમાજ-રચના બળિયાના બે ભાગ પર નભતી હોય છે, જેનો એક નાનો સરખો વર્ગ પૈસાના જોરે ઘણા મોટા વર્ગનું શોષણ કર્યે જતો હોય છે, જ્યાં મૂડીવાદી સમાજ રચનામાં અનેકોનું શોષણ અને અનેકોની મહેનતની લૂંટ કાયદેસર મનાતી હોય છે એવી સમાજ રચનામાં જીવનવેગનો ઉદાત્ત ભાવ ભાગ્યેજ જડે છે ત્યારે માનસ બિમારીના અખાડા જેવા કારાવાસો, અને વેશ્યાવાડો ઉભરાતાં હોય છે,

આપણે જીવનવેગની ચાર વાતો વિચારી અહંપર મુગ્ધ થઈ અંદર ઉતરતો જીવનવેગ (libido) સ્વમોહમાં ( naracissism ) પરિણમે છે. બહારનો વિષય તરફ વહેતો જીવનવેગ કાંતો કામ બુન-

કાળની વસ્તુ પર ચોંટી રહે છે ( fixation ), કે બહારના વિષય તરફથી પાછો વળી ભૂતકાળના માતા કે પિતાના બાલિશ પ્રેમ તરફ વળે છે ( regression ) અથવા રસ્તામાં રૂંધાયેલો જીવનવેગ આઘાત પામી કોઈ લાગણી કોઇ ઇચ્છા કે કોઈ ભાવને અજ્ઞાતમાં ઉતારી દઈ દમનમાર્ગે જાય છે (repression) અથવા એ જીવન વેગનું સ્વરૂપ ઉદાત્ત સ્વરૂપ ધારણ કરે છે.

પણ આજની સમાજ રચનામાં જીવનવેગનું ઉદાત્તીકરણ (sublimation) અશક્ય થઇ પડ્યું છે. માનવ જીવનવેગને ઉદાત્ત બનવાને માટે જે સામગ્રી કે બહારનાં સાધનોની જરૂર છે તે આજના આર્થિક અંધેરમાં બહુ થોડા હકકધારી વર્ગોમાં ( privileged ) ભરાઇ ગયાં છે, પરિણામે આજે ચિતભ્રમના કોઇને કોઇ પ્રકારો જ્યાં ત્યાં જડે છે. આજનાં બધાં ડહાપણ જાણે દબાવી રાખેલાં ગાંડપણ હોય તેવાં દેખાય છે, એથી આપણે આ સાથે માનસ બિમારીની ઘટના પણ થોડીક સમજી લેવી જોઇશે.



# માનસબિમારી (*PSYCHO-PATHOLOGY*)

**અ**ત્યાર સુધીમાં માણસ પાસે ઉકેલ માગતા અનેક કોયડા ઉભા થયા છે અને માણસે એ સૌ સવાલો સાથે પોતાના તે તે કાળના જ્ઞાનને અનુરૂપ વર્તન રાખ્યું છે.

એવો એક કાળ હતો જ્યારે માણસને વિજ્ઞાનનું જ્ઞાન ઘણું ઓછું હતું. આજે જે કામ કરતાં ઘાતકી કે ખૂની માણસ પણ ખંચાય તેવાં અને તેથી અનેક ઘણા વધારે ઘોર કામો માણસે વિજ્ઞાનના અજ્ઞાનને લીધે કર્યાં છે. એવાં કામોનો એક મોટો વિભાગ માણસે ઘોર અજાનમાં કરેલાં ઊંટ વૈદાનો છે અને એ અવળા ઉપાયોનાં ભોગ બનનાર અનેક બિમાર સ્ત્રી પુરૂષો હતાં. આપણે એકલી માનસિક બિમારીની વાત કરીએ.

ભ્રમ પર રચાયલી ધર્મ સંસ્થાઓએ ભ્રમ ઉભા કરવામા બાકી નથી રાખી.

પોતાના અનેક ભ્રમો અને તરંગોની હારમાળા લઇ ધર્મે કોઇ-પણ વ્યતિકરને ઉકેલવાનો પ્રયત્ન કર્યો છે. એના એ પ્રયત્નોમાથી મનુષ્યની બિમારી છટકી શકી નહીં, અને પરિણામે ધર્મના આકરા ઉપાયોથી અનેક નિર્દોષો રહેંસાઇ ગયાં છે ને ખૂબ કરૂણ રીતે

મરણને શરણ થયા છે. માનસ બિમારીના ઉપાયનો આખો ધાર્મિક ઉકેલ આજની વિજ્ઞાનની દ્રષ્ટિએ જોતાં આપણને કેવળ પશુતા ભરેલો ને જંગલી લાગે છે.

માનસ બિમારીના જે પ્રકારો સાથે ધર્મની માન્યતાઓ, ક્રિયાકાંડો, કે તરંગો બંધ બેસતા આવી ગયા તે પ્રકારોને ધાર્મિક મનોદશાએ દૈવી કે પવિત્ર ગણી પૂજ્યા છે પણ એ રીતે માનસ બિમારીના જે પ્રકારો ધર્મની બિમાર દશાને ઉકેલી શકયા નહીં તે સૌ પ્રકારોને ઉપવાસોથી, ડાંમોથી, કારાવાસમાં પૂરીને પુરૂષોને રાક્ષસો, અને સ્ત્રીઓને ડાકણો ગણીને જીવતાં સળગાવી મૂકી કે દેવ દેવીઓના નામમા વધેરી નાખી દંડયા છે. એવી રીતે દંડ પામી અકાલ મરણને ખૂબ ઘાતકી રીતે ભેટનાર બિમાર શહીદોની સંખ્યા મનુષ્યના વિકાસના ઇતિહાસમાં ઘણી મોટી છે. એ સંખ્યા એકજ દેશ કે એકજ સમાજમા છે એમ નથી પણ એકેએક દેશ અને સમાજમાં છે.

આજે પણ જ્યા જ્યા વિજ્ઞાનનો પ્રકાશ પહોચ્યો નથી—પહોચાડવા દેવામા આવ્યો નથી,—આજની અસમાન આર્થિક ઘટનાવાળી સમાજ રચનાએ પહોંચાડવા દીધો નથી તેવા સમાજનો એકે એક વિભાગ બહુ ઘાતકી રીતે પોતાની માનસ બિમારીઓને દંડે છે કે દૈવી, અને પવિત્ર માની પૂજે છે. આપણે ત્યાં જે ઘણા નર્તનના પ્રકારો કે માનસ વ્યતિકરો જે કેવળ માનસ બિમારી છે તે ઘાતકી રીતે દંડાય છે કે દૈવી અને પવિત્ર માની પૂજાય છે.

અને તોપણ આજે સમાજનો એવો એક ગોરો ભાગ છે. જેણે પૈસાના જોરે પોતાને ઘેર બુદ્ધિના વૈભવ વસાવ્યા છે, પોતાના નાના સરખા ભાગમાં વિજ્ઞાનનાં સાધનો વસાવ્યાં છે તથા વૈજ્ઞાનિક

જ્ઞાનનો લાભ ઉઠાવ્યો છે. સમાજનાં થોડાંઘણાં બાળકો વિજ્ઞાનની વિચારસરણીને ઊકેલી રહ્યાં છે. એ રીતે સમાજના જે વિભાગમાં વૈજ્ઞાનિક વિચારણા આવી છે તે વિભાગ ભૂતકાળની આંધળી અવૈજ્ઞાનિક હૈવાનિયતમાંથી બચતો જાય છે.

વૈજ્ઞાનિક જે વિચારણાએ હજુ ગઈ કાલેજ વિજળીને વરાળના રહસ્ય ગોતી દુનિયાનું સ્વરૂપ બદલી નાખ્યું છે, તથા જે પદાર્થ અને રસાયણની વૈજ્ઞાનિક વિચારણાએ આજે મનુષ્યના શરીરને અનેક રોગોમાંથી મુક્ત કરવાનું વચન આપ્યું છે. તેજ માનસ વૈજ્ઞાનિક વિચારણાએ કેવળ સિદ્ધાંતિક વિતંડાવાદો છોડી હજુ આજેજ મનુષ્યના મનની અનેક બિમારીઓ ઉકેલવાની શરૂઆત કરી દીધી છે. એ રીતે આજનું નવીન માનસ વિજ્ઞાન, રોગનું નિદાન કરી, રોગના કારણો સ્પષ્ટ કરી, અને રોગની ચિકિત્સા ને ઉપાયો અજમાવી મનુષ્યની સૌથી મોટી બિમારીની વૈજ્ઞાનિક રીતે માવજત કરી રહ્યું છે. માનસ આરોગ્યના એ રીતે જબ્બર પ્રવાહોને છૂટા મૂકનાર વિએનાનો, ડૉ. ફ્રોઇડ છે.×

× It is only necessary here that we should emphasize the *momentous nature* of the *advance* which Freud attempted, and its paramount significance in the history of psychological medicine. He refused to accept the traditional limitation of psychology to the merely descriptive levels of science and insisted that psychology could furnish causal conceptions capable of explaining many of the phenomena of medicine, particularly phenomena which had proved peculiarly resistant to every other line of attack......"

(Bernard Hart)

માનસ ચિકિત્સાશાસ્ત્રે (psychotheropy) સ્પષ્ટ જણાવ્યું છે કે ડાહ્યા ને ગાંડા માણસની માનસ બિમારીમાં પ્રકાર ભેદ નથી માત્ર પ્રમાણ ભેદજ છે. આજના સમાજની કોઇપણ વ્યક્તિનું માનસ બધી રીતે કેવળ ( normal ) સમધારણ હોય એવું માલમ પડયું નથી. વિષમ ધારણતા ( abnormality ) અમુક પ્રમાણથી વધી ગયા પછી આપણે તેને ગાંડપણ ગણીએ છીએ એટલુંજ. એજ રીતે માનસ બિમારીનાં અનેક કારણોમાં એક સામાન્ય કારણ જીવનવેગ (libido) ના માર્ગ રૂંધાઇ જવામા છે તથા માનસ બિમારીનું એક સામાન્ય સ્વરૂપ એ છે કે દરદીને પીડન વિના સંતોષ મળતો નથી. પછી એ પીડન સ્વપીડન (mosochism) હોય કે પરપીડન (sadism) હોય, અથવા તો બંન્ને હોય, કે જે બન્ને જાતનાં પીડનો જાતીયતા ( sexuality ) ની વિકૃતિ છે.

એવી માનસ બિમારીની સમજના મૂળમાં આપણે બે ભાવનાઓ (conceptions) સમજવી જોઇશે. એક ગ્રંથિ (complex) અને બીજી દમન (repression). એ બન્નેની વાત આપણે આગળ કરી છે. ભાવના એ ક્રિયાના સ્વરૂપની સ્પષ્ટતા માટે વૈજ્ઞાનિક વિચારસરણીમાં ઉભી થતી હોય છે. પદાર્થવિજ્ઞાનની એવીજ ભાવના શક્તિ કે બળ ( energy-force ) છે, જેનો ઉપયોગ પદાર્થની ગતિ (motion) ને સમજાવવા કરવામાં આવે છે.

માનસ બિમારીના મુખ્ય લક્ષણમાં કોઈ પણ જાતની માનસ શિથિલતા (imbecility) ને ગણાવી શકાય. દરદી વિચાર કરવામાં, ક્રિયા કરવામાં, બુદ્ધિ વાપરવામાં, ભારે શિથિલ હોય છે. ઘણી વખતે એવી શિથિલતાનું કારણ મનમાં હોવાને બદલે શરીર કે મગજમાં પણ હોય છે. માનસ બિમારીમાં મુખ્ય આવેશ (excitement) ઔદાસીન્યતા (apathy) અને ખિન્નતા (depression) નાં ત્રણ

લક્ષણ માલમ પડ્યાં છે. વિષમ ધારણ (abnormal) કે વિકૃત (perverse) રીતે દરદીમાં એમાંથી એક કે એકથી વધારે લક્ષણો દેખા દે છે.

એવી રીતે શરૂ થતી માનસ બિમારીના આવિષ્કારમાં મુખ્ય ઉંઘમાં બોલવાની, કામ કરવાની (Somnambulism) ક્રિયાઓ ભ્રમ ( delusions ) વિભ્રમ ( Hallucination ) હોય છે. ભ્રમિત રોગીના મનમાં પોતાને વિષે કોઈ ને કોઇ ભ્રમિત માન્યતા ભરાઈ જાય છે.

એવું રોગી ઘણી વાર પોતાની જાતને સૌથી મહાન સ્ત્રી કે પુરૂષ માને છે, તથા ઘણીવાર એવા રોગીઓ પોતાની જાતને કોઈ મહાપુરૂષ કે સ્ત્રીના પ્રેમમાં પડેલી માને છે. વિભ્રમવાળા માનસ રોગીઓને ખોટાં ભાન ( sense impression ) થાય છે. જે વસ્તુઓ કે દેખાવ હોતા નથી તે એને દેખાય છે, કોઈ વિચિત્ર શબ્દો સંભળાય છે. આખું ધર્મનું બિમારમાનસ ભ્રમ અને વિભ્રમના પ્રકારોથી ભરેલું છે. એવા ભ્રમ અને વિભ્રમના અનેક સ્વરૂપોમાં મુખ્ય પ્રકાર "પકડ" (obsession)નો છે. જાતીય દમનના ધાર્મિક સ્વરૂપોમાં દેખા દેતાં એનાં સ્વરૂપો અનેક છે. બિચારા સરજાદીઓ, અને ધર્મની જડ ક્રિયામાં સડતી વિધવા બહેનો તથા જાતીય પ્રદેશનેજ ચારિત્ર્યનું કેંદ્ર બનાવી બિમારી પવિત્રતાના ખ્યાલો કેળવતા વિદ્વાનોને સાધુસંતો એવા અનેક ભ્રમોનાં ભોગ બન્યાં હોય છે. અભડાઇ જવાની, ભ્રષ્ટાચાર થઈ જવાની, ચારિત્ર્ય ખંડિત થઇ જવાની અનેક બૂમો એમના મગજમાં શોરબકોર કરતી હોય છે તથા નાનો સરખો જાતીય વિકાર બીજી રીતે બહાદૂર અને અભય મંશુદ્ધિ સેવતા એમના હૃદયને જોરથી ધબકાવી મૂકતો હોય છે. એવા પ્રકારોમાં ખૂબ સામાન્ય એવા

જાતીય વિકારથી ભડકી ઉઠવાના ઘસીઘસીને હાથ ધોયા કરવાના, હજુ કંઈ ભરાઇ ગયું હશે એમ ધારી મુખ વિછળ્યા કરવાના કે દાંત ધોયા કરવાના, અનેક બિમાર પ્રકારો સૌ કોઈના જોવામાં દરરોજ આવતા હોય છે. એ બિમાર દશાના પ્રકારોને કોઇપણ રોગી બુદ્ધિપૂર્વક પૂરવાર કરી શકતુંજ નથી અને તોપણ એની પકડમાંથી છૂટી શકતું નથી. એ ભ્રમિત ક્રિયાને યાંત્રિક રીતે અનુસરવાની ફરજ (compulsion) એને અંદરથી લાગતી હોય છે. એ ફરજના મૂળમાં જતાં આપણે બિમારીનાં મૂળને શોધી કાઢી શકીએ છીએ.

એના ભ્રમ કે વિભ્રમ પરથી ઉતરી આવેલી વિચારસરણીને તર્કશાસ્ત્ર કે પ્રમાણશાસ્ત્રને અનુરૂપ કોઇપણ વાતચીત બદલી શકતી નથી, કારણ કે એવી જાતની ભ્રમિત દશાનાં મૂળ કોઇ બુદ્ધિની ખાસ ખામી કે સકારણતા (rationality) અભાવમાં નથી હોતાં પણ એક કે બીજા કલહમાં હોય છે. કલહ એ આજના સામાજિક જીવનનું મુખ્ય લક્ષણ છે, અને તેથીજ ઘાતક બનેલા કલહના પરિણામરૂપ આજે વિષમધારણતા (abnormality) નું પ્રમાણ અત્યંત વધી ગયું છે.

એ રીતે કલહમાં દમન ખૂબજ પ્રમાણમાં હોય છે અને દમનને ઉભી થતી કે બીછ ગ્રન્થિઓ અને પછી તુલા જે આરોગ્યનું એક માત્ર લક્ષણ છે તે લય પામતું હોય છે,

પછી બિમાર દશામાં વિશ્લેષણનો (dissociation) પ્રકાર જન્મે છે. આખા માનસથી કોઇ એક ગ્રન્થિ જૂદી પડી જાય છે. જાણે આખા મનમાં એનુંજ અસ્તિત્વ માલમ પડે છે; અને બિમાર

એ રીતે છૂટી પડેલી ગ્રન્થિમાંજ હવે છે. આપણે માનસ બિમારીના દરેક પ્રકારમાં આખા મનથી છૂટી પડેલી એક કે બીજી ગ્રન્થિનો ઉપદ્રવ જોઇ શકીએ છીએ. એ ગ્રન્થિને અનિવાર્ય રીતે વશ વર્તતો દરદી બીજાને અસંગત લાગે અને ન સમજાય તેવી જૂદી જૂદી ચેષ્ટાઓ કરતો હોય છે અને તોપણ જેમ ભૌતિક પ્રદેશમાં કોઇ અસંગતતા ને સ્થાન નથી તેમ માનસ પ્રદેશમાં પણ નથી. બિમાર દશાવાળું મન કોઇ નિયમ વિના યથેચ્છ વર્તતું નથી પણ બિમાર દશાના એકેએક લક્ષણ પાછળ એક ચોકકસ માનસક્રિયા પદ્ધતિ ઉભી હોય છે અને તેથીજ જેમ સમધારણ મનનો પ્રદેશ સમજી શકાય તેવો નિયમબદ્ધ હોય છે તેટલોજ સમજી શકાય તેવો નિયમબદ્ધ બિમારમનોપ્રદેશ હોય છે. જો એમ ન હોય તો રોગની ચિકિત્સા નિદાન કે ઉપાય અશકય બને છે.

એટલુંજ નહીં પણ આપણા દરેકના મનમાં ચાલતી ક્રિયા જોતાં જણાય છે કે આપણે સૌકોઇ જીવન કલહમાં ગાંડા કે ભ્રમિત મનુષ્યના જેવીજ ગડમથલ કરતાં હોઇએ છીએ. જ્યારે એ ગડમથલ અત્યંત ઉગ્ર બને છે, જ્યારે વિશ્લેષણ ( dissociation ) સખત બને છે ત્યારે તે જાતની મનોદશાને આપણે બિમાર મનોદશા કહીએ છીએ તથા આપણી ઓછા પ્રમાણમાં હોતી દરરોજની બિમાર દશાને સમધારણતા ( normality ) ના નામથી ઓળખાવીએ છીએ.

જેમ સમધારણ મનુષ્યની એકેએક નાની કે મોટી માનસક્રિયામાં કોઇ ચોકકસ અર્થ કે હેતુ હોય છે તેમ ગાંડપણની એકેએક ક્રિયામાં એવો કોઇ ચોકકસ અર્થ હોય છે. એવાં ગાંડપણનાં ચિહ્નો ( symptoms ) સ્વપ્નની ક્રિયાઓ જેવાં બહારથી અસંગત

લાગતાં છતાં અંદરથી સુસંબદ્ધ અને કોઇ ચોક્કસ અર્થવાળાં માલમ પડયાં છે.

ઉન્માદમાં થતી ક્રિયાઓનો ચોક્કસ શો અર્થ હશે એવો સવાલ આપણને થાય છે. એનો ચોક્કસ અર્થ શોધી રોગનિવારણ કરવામાં માનસપૃથક્કરણ શાસ્ત્રની સાર્થકતા છે તથા એ અર્થ જૂદાજૂદા ઉન્માદોના પ્રકારો અને કારણોને અનુલક્ષીને હોય છે પણ ઉન્માદ-ચિહ્નો (neurstic symptoms) ની પાછળ રહેલા અર્થનાં બે મુખ્ય સામાન્ય લક્ષણો હોય છે જે આપણે જાણવાં જોઇએ. એ બે લક્ષણોમાં એક જીવનવેગની તૃપ્તિ (libidinal satisfaction) અને બીજું સ્વપીડન (mosochism) કે પરપીડન (sadism) હોય છે. ગાંડપણ કે ઉન્માદનો કોઇપણ પ્રકાર ગાંડપણ કે ઉન્માદની રીતે દમન થએલી ઇચ્છાની તૃપ્તિ મેળવવાનો હોય છે પણ ઉન્માદના કોઇપણ પ્રકારમાં પીડન વિના તૃપ્તિ નથી. કારણકે ઉન્માદથી તૃપ્તિ મેળવવાની માનસક્રિયામાં પણ બે વિરોધ પરિસ્થિતિઓ વચ્ચે સમાધાનીનો (compromise) પ્રયત્ન હોય છે. એવી બે વિરોધી પરિસ્થિતિઓમાં એક દમન કરનાર અને બીજી દમન પામનાર પરિસ્થિતિ હોય છે. દમન કરનાર પરિસ્થિતિ જેને આપણે લોકાચારે નકકી કરેલી નૈતિક ફરજના નામથી ઓળખી શકીએ તેને પોતાનો સંતોષ જોઇએ છે અને દમન પામનાર પરિસ્થિતિ જેને આપણે આવેગ તૃપ્તિના (instinctual gratification) નામે ઓળખીએ તેને પોતાનો સંતોષ જોઇએ છે. બન્નેના સમાધાનનો માનસતંત્રનો પ્રયત્ન જ્યારે ઉદાત્તીકરણની પ્રક્રિયા (sublimational process) થી નથી થતો ત્યારે ઉન્માદથી થાય છે અને ઉન્માદથી થતાં એ બે વિરોધી બળોની સમાધાનીમાં દુઃખદ રીતે સંતોષ કે તૃપ્તિ મળે છે. આપણે એને વિકૃતિ કે માનસબિમારી (psychopathology) કહીએ છીએ.

એ માનસ બિમારીની ચિકિત્સા માટે પહેલાં 'હિપ્નોટીઝમ'ની ક્રિયાનો ઉપયોગ કરવામાં આવતો. એ રીતે રેચક રીત (cathartic method) ના નામે ઓળખાતી. એ રીતથી ડૉક્ટર દરદીને બિમારીના મૂળમાં રહેલા દુઃખદ પ્રસંગનો ફરી અનુભવ કરાવતો. પણ વખત જતાં 'હિપ્નોટીઝમ' ની રીત બધી બાબતોમાં લાગુ પડી શકતી નહીં. ફ્રોઇડે એને બદલે ચિકિત્સા માટે 'ફ્રી એસોસીએશન' (free association) ની રીત શોધી કાઢી. એ નવી રીત પહેલા કરતાં વધારે સારી માલમ પડી છે. એ બધાંનું વિસ્તારથી વિવેચન કે સ્પષ્ટતા સ્વતંત્ર વિષય માગી લે છે. આ સ્થળે એટલું કહેવું બસ થશે કે માનસ વિજ્ઞાન સાહિત્યની જેમ કેવળ વિતંડાવાદ કે સાક્ષરત્વનો વિષય નથી. આર્થિક ઉપદ્રવ મૂલક બીજા અનેક ઉપદ્રવોવાળા આપણા સમાજમાં શરીરની બિમારી કરતાં મનની બિમારી મોટા પ્રમાણમાં વધી પડે છે. બિમારોની બેસુમાર સંખ્યાની સુશ્રૂષા કરવા માનસ વૈજ્ઞાનિકોનું એક મોટું લશ્કર યોજવું તોય ઓછું પડે તેમ છે. પણ આપણે જાણીએ છીએ કે દરદનો નાશ દવાદારૂ કે મલમપટ્ટામાં નથી. દરદનાં કારણોને ઉખેડી-નાખવામાં છે. દરદનાં કારણોનો નાશ એજ આજનો સૌથી મોટો ને સૌથી વધારે અગત્યનો કાર્યક્રમ હોઇ શકે. દરદનાં કારણોમાં સૌથી પહેલું અને એકમાત્ર કારણ આર્થિક અસમાનતા અને પરિણામી ગરીબીમાં છે. એ ગરીબીમાંથી ઉત્પન્ન થએલું રોગને ફાલવાનું બીજું કારણ મૂઢતા છે. એ બન્ને કારણો કે રોગમાત્રનાં મૂળ પરસ્પરાવલંબી હોઇ સાથે જવાં જોઇએ. આર્થિક સમાનતા અને વૈજ્ઞાનિક વિચારણા એ બે આ નવાયુગના નવા શબ્દો કહેવાય. એ બન્નેપર આવતી કાલનું આરોગ્ય અવલંબે છે.

---

# માનસવિજ્ઞાન અને ધર્મ

**આ**પણે ધર્મનો વિચાર કરવા બેસીએ છીએ; ધાર્મિક દષ્ટિએ નહિ, પણ વિજ્ઞાનની દષ્ટિએ. વિજ્ઞાનની રીત હકીકતો પરથી નિયમપર જવાની છે. આપણે ધાર્મિક હકીકતો પરથી કયા નિયમ કે સિદ્ધાંત પર આવીએ છીએ તે જોઇએ. એ જોતાં આપણે યાદ રાખવાનું છે કે આપણે પદાર્થવિજ્ઞાન નહીં પણ માનસવિજ્ઞાનના દષ્ટિકોણમાં ધર્મને ઉકેલવા માગીએ છીએ.

આપણને શરુઆતનો સવાલ થાય છે કે ધર્મ શું છે ? આજના જમાનાના "મૂંઝવતા બાળક" (Problelm child) જેવો બનેલો ધર્મ શું છે? માનસ વિજ્ઞાન જવાબ આપે છે કે ધર્મ એ એક માનસિક પરિસ્થિતિ છે, એ પરિસ્થિતિને ધાર્મિક પરિસ્થિતિ કહેવાય. એ જાતની (ધાર્મિક) મનોદશામાં સપડાયલું મનુષ્ય લાગણીના ઘેલાપણામાં, આત્મલઘુતા કે મહત્તાના વ્હેમોમાં 'બીક અને આશામાં'વશ અને સલામતીના શરણમાં અટવાતું માલમ પડે છે. એ મનોદશાના પરિણામે એનામાં અંધશ્રદ્ધા આવે છે, સર્જક વિચાર વિનાશ પામે છે, વૈજ્ઞાનિક કલ્પનાને બદલે તરંગ અને શોધક વિચારને બદલે અંતર્જ્ઞાન (intuition) ઘર ઘાલે છે.

એ બધું જ્યાંસુધી વિચારનો શોધક કે સર્જક પ્રકાશ માનસ બિમારીના ધાર્મિક પ્રકારના વ્યતિકરોને અડતો નથી ત્યાંસુધી બધું ચાલે છે. ધાર્મિક બિમારીમાં જીવતા સમાજને લાગે છે કે ઠીક ચાલે છે; અને ધર્મ માણસ જાતને એની જાતના જ્ઞાનનો અર્થ આપવાનો, બ્રહ્માંડનું મૂળ શોધી આપવાનો ઘમંડ રચીને બેસે છે, અને અંધારાં ઓસરે છે ત્યાંસુધી ધર્મના એ ઘમંડને આંચ આવતી નથી.

પણ અંધારાં ઓસરે છે, જ્ઞાન ને વિજ્ઞાનનો પ્રકાશ દેખા દે છે. એ પ્રકાશને હોલવી નાખવાના, પ્રકાશના પ્રણેતાઓનો ઘાત કરી નાખવાના, ધર્મના અનેક ઘાતકી ને રાક્ષસી વર્તાવોમાંથી પસાર થઇને પણ પ્રકાશ જગતપર, મનુષ્યપર, અને કુદરતપર પોતાનું અજવાળું નાખે છે. એ અજવાળામાં મનુષ્યની નજર જાણતા અજાણતાં, ઇચ્છા અનિચ્છાએ વસ્તુને વિચારનાં સ્વરૂપને જોઇ જાય છે. એને ધર્મના અંધાર યુગનાં બધાં વિચારને વસ્તુના સ્વરૂપો જૂઠાં ને મિથ્યા દેખાય છે. મનુષ્ય વિજ્ઞાનની વિચારણામાં વિચાર કરતું થાય છે. વ્હેમ અને જૂઠાણા પર નભતા ધર્મનાં મૂળ ખોદાવા માંડે છે. આજે વિજ્ઞાનના ઉદય પછી આપણે ધર્મવિનાશના એવા એક ક્રાન્તિકાળમાં છીએ.

આજે ખુલ્લી તપાસ અને સ્વતંત્ર વિચાર કરવાના હકની ભાષામાં આપણે જોતાં થયાં છીએ. આજે કુદરતના મનુષ્યના અને જગતના વિચાર કરવામાં આપણને ધાર્મિક જમાનાનું જાદુ કે જંતરમંતર કામ નથી આવતાં પણ વૈજ્ઞાનિક વિચારણા કામ લાગે છે.

ધાર્મિક ભગવાન જે ક્ષીરસાગરમાં એની સ્ત્રી લક્ષ્મી પાસે પગચપી કરાવતો, કોઇપણ જુલ્મગાર કરતાં વધારે આકરા ગલીમની

રીતે જગતપર રાજ કરતો આડો પડયો હતો તેના તાજ આજની વૈજ્ઞાનિક વિચારણાએ ગબડાવી પાડયા છે અને તેના શાહીના સિંહાસનો આજે ચૂરા થતાં જાય છે. આજનું મનુષ્ય ભૂતકાળની બિહામણી દંતકથાના ઢીંગલા જેવા બનેલા રાજાને બદલે લોકને માટે, લોકથી ચાલતો એવા લોકશાસનની ભાષામાં રાજનીતિનો વિચાર કરતું થયુ છે.

આજનું મનુષ્ય, એ માનવાને તૈયાર નથી, કે આ જણાય છે ને જગત કોઇ મહા કે ફાગણની પાંચમ દશમે, કોઇ સરજનહારે ઘડી કાઢયું, ને આજે ભીંકુ બનેલા શેષનાગના માથાપર મૂકી દીધું. આજની પૃથ્વી તો ખગોળશાસ્ત્રના નિયમને વશ વર્તી એની ધરીપર સૂર્યમંડળમાં ફરી રહી છે અને આપણી આશાઓ કે બીકોને ઉવેખી મોટા ઝંઝાવાતો, પ્રલયો, દાવાનળોને ધરતીકંપો, લાવી રહી છે, અને આપણને ગમે ન ગમે તોય એના નિયમોને વશવર્તી બની કોઇ કામે ભટકાઇ પડવાની છે.

આજનો મનુષ્ય સૃષ્ટિનો શિરતાજ નથી, એને ઘડીને બીજું કંઇ વધારે સારૂં ન ઘડવાના શપથ લઇ કોઇએ હાથ ધોઇ નાખ્યા નથી. એ જેવો દેખાય છે તેવો રૂપાળો ઘડાઇને પૃથ્વીપર ફેંકાયો નથી. વિજ્ઞાન મનુષ્યના મૂળને જંગલના મનુષ્યમાં અને તેથી ઘણે દૂર કપિ કે ગોરીલાની જૂદી જૂદી જાતો સુધી લઇ જાય છે. મનુષ્યના મૂળનો ઇતિહાસ સમયની ભાષામાં નહીં પણ વિકાસક્રમની ભાષામાંજ જડે છે. જીવતો પ્રાણીની વિકાસ શ્રેણિમાં મનુષ્યનાં મૂળ અત્યંત પ્રાથમિક ને પાશવ છે. વિકાસક્રમની એ શ્રેણીનું મનુષ્ય પણ એક નમ્ર અંગ છે.

આપણો આજનો સર્વ જાતનો પ્રેમ અને જીવનની પ્રાથમિક જરુરિયાતોના પ્રેમથી માંડીને કવિઓએ અને લેખકોએ ગણાવેલા

પ્રેમના નાનામોટા, ઉંચા ને નીચા, સારાને ખોટા, સંકુચિત ને વિશાળ સર્વ પ્રકારો મૂળમાં પ્રેમના જાતીય પ્રકારો છે, તથા એ પ્રેમના એકેએક આવિષ્કારની પાછળ આકાર પામતો વેગ એક માત્ર જાતીય આવેગ કે જીવનવેગ ( sexuality libido ) છે.

એની આમ ફરજ છે અને તેની તેમ ફરજ છે એમ પોકાર કરતાં ફરજના બધા પિનલકોડો ને મનુસ્મૃતિઓ તથા હજારો વર્ષથી આજસુધીમાં ઘડાયલા નીતિના એકેએક કાયદાકાનુનો અને ધારા ધોરણો દૈવી નથી પણ મનુષ્યના સામાજિક આવેગે( hard instinct ) ઘડયાં છે અને એ આવેગનાં સ્વરૂપોને, મર્યાદાઓને જોરદાર બનાવવા નીતિનું ભડકાવનારૂં નામ ઘડી કઢાયુ છે. પણ નીતિ ( morality ) એ એની બધી ભપક સાથે ઘડીકમા હસતીને ઘડીકમા ચીડાતી, ઘડીકમાં ભમર ચઢાવતીને ઘડીકમાં મુખ મલકાવતી શ્રીમંતોને સત્તાવાળાઓને રીઝવવાની એવી વેશ્યાવૃત્તિ લઇને નીકળેલી દંતકથાની એક પરી જેવી છે.

તથા આજનાં મનુષ્યનાં સુખ અને દુઃખ, મનુષ્યની ગરીબાઇ અને શ્રીમંતાઇ, પૂર્વ જન્મના કે આ જન્મનાં કર્મોના ફળરૂપ નથી પણ આખી સમાજરચનાના મૂળમાં છે. એને માટે વ્યક્તિ જવાબદાર નથી પણ શોષણ પર નભતી સમાજરચના જવાબદાર છે. ગરીબાઇ એ ગુન્હો નથી પણ નિર્દોષો પર કરેલો સમાજના શોષકો અને શાષકોનો ઘા છે; અંગત મિલકત લૂંટ છે, મજૂરીનો દર લૂંટનો પ્રકાર છે, અને મરણપ્રમાણ આજની સમાજ રચનાએ ચલાવેલા હત્યાકાંડની ખૂનામરકી છે. એ સર્વનો એક માત્ર ઉપાય કે ઉકેલ આર્થિક સમાનતા લાવવાનું એક માત્ર સાધન વર્ગવિગ્રહ કે શ્રમજીવીઓનો મૂડીવાદ અને સામ્રાજ્યવાદ સામેનો વિપ્લવ છે.

આજની સ્વતંત્ર તપાસ અને વિચાર સ્વાતંત્ર્યના જમાનાની આવી અનેક નવી વાતોમાં ધર્મનાં મૂળ હાલી જતાં લાગે છે. ધર્મનો ભગવાન બાલિશ માણસજાતનો તરંગી પિતા દેખાય છે. "ઇસુનું શરીર ખાવાની અને પ્રભુનું લોહી પીવાની" પવિત્ર ધાર્મિકના મનુષ્ય ભક્ષણની કારમી વૃત્તિ દેખાય છે, યજ્ઞયાગોની પૂર્ણાહૂતિ થતી જાય છે, વેદીઓનો દેવના ડોલવાતો જાય છે, મૂર્તિઓના ચૂરેચૂરા થાય છે, મંદિરોના ઘુમ્મટો ધૂળમાં મળી જાય છે, તથા ધાર્મિક ક્રિયાકાંડો બાળકોની રમતો કે ગાંડપણના પ્રકારો લેખાય છે. ધર્મનો વિનાશ માગતો આ ક્રાન્તિકારી-વિજ્ઞાન યુગ, દેશ અને કાળની મર્યાદાઓ ઉખેડી નાખતો આવી લાગે છે. આજે એ કામ આવી લાગ્યો છે. એનું આગમન આંખ મીંચવાથી રોકી શકાશે નહીં, આજે એ સૌ કોઇને ધાર્મિક મનોદશાના વેવલાપણાને ઉખેડી નાખવા માગે છે, ધાર્મિક મનોદશાના નરંગીપણાને સમજાવવા માગે છે, અને ધાર્મિક બીકોને ઉખેડી નાખવા માગે છે, તથા ધાર્મિક મનોદશાના વ્હેમને કાઢી નાખવા માગે છે. સ્વપ્નોની સ્મૃતિઓના ભ્રમમાં આંખો ચોળતી ને બગાસું ખાતી છતાં પણ માણુસ જાત ઊઠે છે ખરી.

આ યુગનો મુક્ત વિચાર ધર્મની તપાસ માગે છે. "ધર્મની તપાસ!" ધાર્મિક બિમારી બૂમ પાડી ઊઠે છે. "એ તો તપાસ ન કરી શકાય તેટલો પવિત્ર છે. તપાસ કરવાનો અમારા ધર્મમાં નિષેધ છે."

પણ જાગેલો વિચાર શમતો નથી. ધાર્મિક મનોદશાની તપાસ અનિવાર્ય બને છે. વિજ્ઞાનની તપાસ સમિતિ બીજા કોઈપણ ક્ષેત્રના વ્યતિકરોની જેમ ધાર્મિક મનોદશાના વ્યતિકરોને સ્વતંત્ર તપાસથી પારખી જોવાનો પ્રયત્ન કરે છે.

આપણે આગળ ચાલીએ તે પહેલાં આજના ધર્મ વિનાશના ક્રાન્તિકાળમાં સમાજની આજની ધાર્મિક મનોદશા કેવીક છે તે સહેજ જોઇ લઇએ.

ધર્મ વિનાશના આજના ક્રાન્તિકાળમાં ધર્મ મનોદશાવાળા આજે સમાજના વિભાગો માલમ પડે છે. પહેલો વર્ગ ધર્મની બિમાર મનોદશા (psycho-pahtology) વાળાંનો છે. એ વર્ગમાં સ્ત્રી અને પુરૂષો બન્ને છે. થોડાક જુવાનો પણ છે. એમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી છે, અને સ્ત્રીઓમાં વિધવા સ્ત્રીઓની સંખ્યા સૌથી મોટી છે. એ વર્ગમાં બધાં મરજાદીઓ, બધાં આભડછેટીઆઓ બધાં વેવલાં ભકતો, અને બધાં ચુસ્ત ક્રિયાકાંડીઓ આવી જાય છે.

"એ પ્રભુ કોપ્યા ! એ ચૂકયા ! એ અભડાઇ ગયા ! એ ભ્રષ્ટાચાર થઇ ગયો !" વિગેરે એવી ઉન્માદી મનોદશાની બૂમો સામાન્ય છે. એ આખો વર્ગ ધર્મનાં દલિતોનો છે. એ વર્ગનો રોગ અસાધ્ય બની જાય તે પહેલાં કોઇ ઉપાય માગે છે. એવાં દરદીઓની ઠેકડી કરવી કે એમના બાલિશ અને ભયાકુલ વર્તાવ તરફ ચિડાવું યોગ્ય નથી પણ એમની માનસ ચિકિત્સાપૂર્વક નિદાન કરી ઉપાય યોજવો એજ વધારે યોગ્ય છે.

બીજો વર્ગ ધાર્મિક મૂર્ખ લોકોનો છે. પહેલા વર્ગની જેમ એ માનસ બિમારીના કોઇ ગંભીર સ્વરૂપમાં સપડાયો નથી. એ વર્ગમાં પણ પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી છે. એના કારણમાં જેમ પહેલા વર્ગમાં સ્ત્રીઓનું જાતીય દમન અને ખાસ કરીને વિધવાસ્ત્રીઓનું જાતીયદમન કારણરૂપ છે તેમ અહીં પણ જાતીય

અને વધારે તંદુરસ્ત મનોદશાવાળો છે. જ્યારે જ્યારે તરંગ પર રચાયલા ધર્મનાં સ્વરૂપોનું પોકળ સમજાતું છે ત્યારે ત્યારે જેને સમજાયું તેણે ધર્મના તરંગ સામે વૈજ્ઞાનિક વિચારણા મૂકી છે. એમાં વૈજ્ઞાનિક વિચારણાના પૂર્વગામીઓ થેલ્સ ને ઝેનો, સોક્રેટીસ ને પ્લેટો, બ્રુનો ને સર્વેટસ, ગેલીલિયો ને આર્કિમિડીસ હતા. એ લોકો પણ નાસ્તિકો હતા. આજનું ધાર્મિક માનસ પણ આજના વૈજ્ઞાનિકોને જો તેમનું ચાલેતો જરૂર શૂળીએ ચઢાવે.

જ્યારે જ્યારે વિજ્ઞાન વધારે સ્પષ્ટ સ્વરૂપમાં દેખા દે છે ત્યારે ત્યારે ધર્મ કે જે તરંગ પર રચાયલી મનુષ્યની વિચારસરણી છે તે એક કોયડારૂપ બને છે. જ્યારે સમાજિક જીવનમાં જુદા જુદા વિભાગની વૈજ્ઞાનિક વિચારસરણી દેખા દે છે ત્યારે તે તે વિભાગવાળું જીવન નવીન રૂપ ધરે છે અને ધર્મની તરંગી વિચારસરણી સાથે છૂટાછેડા કરે છે.

એ રીતે જ્યારે મન વૈજ્ઞાનિક રીતે વિચાર કરતું થાય છે ત્યારે તેને કોઈ રોકી શકતુ નથી, ધર્મના કે કોઇના વિધિનિષેધો વસ્તુની ભીતરમાં ઉતરતી બુદ્ધિને આડાહાથ ધરી રોકી શકતું નથી, રહસ્ય ગોતતો વૈજ્ઞાનિક-વિચાર પોતાની મર્યાદા પોતાની જાતે અને પોતાની રીતે નક્કી ન કરે ત્યાંસુધી તેની મર્યાદાઓ. બીજી કોઇ સત્તા કે બીજું કોઇ કહેવાતું શાણપણ દોરી શકતું નથી.

જેના માથામાં વૈજ્ઞાનિક વિચારસરણી ઉતરી ન શકતી હોય. જેને ધર્મનાશમાં ભ્રષ્ટાચારની ગંધ આવતી હોય, જેને ધર્મવિનાશમાં પોતાનાં વહાલાં સ્વર્ગો ગુમાવવા જેટલી સહનશક્તિ ન હોય, તેને કાળ ફરજ ન પાડે કે વૈજ્ઞાનિક વિચારણા પોતાના સ્વરૂપને સાબીત ન કરે ત્યાંસુધી પોતાનાં દિવાસ્વપ્નોમાં રાચતાં, કે પોતાના બાલિશ તરંગોના લ્હાવા લેતાં કોઇ અટકાવતું નથી પણ એવાં કોઇને

વૈજ્ઞાનિક વિચારણા અટગાવવાનો ઉમળકો થઈ આવે તો તે ચલાવી લઈ શકાય તેમ નથીજ.

એટલા પ્રસ્તાવપૂર્વક આપણે ધર્મના વિચાર પર આવીએ.

ધર્મ એક જાતની તરંગી વિચારસરણી છે. બહારના સંજોગોએ ઉભા કરેલા જીવનકલહો અને તેમાંથી જાગતા મનુષ્યના મનની અંદરના કલહો (Conflicts) અને એ કલહોના પરિણામોમાં જે જાતની વિચારસરણી જન્મ પામી છે તેને ધાર્મિક વિચારસરણી કહેવાય. એવી ધાર્મિક વિચારસરણીની ત્રણ બાજુ છે. એક ધર્મના ક્રિયાકાંડોને લગતી, બીજી માનસવિજ્ઞાનને લગતી અને ત્રીજી નીતિ સાથે સંબંધ ધરાવતી. આપણે એની વચલી બાજુને વિચારીએ.

કોઇપણ વિચારસરણીનો ઉદ્દેશ જગતને, મનુષ્યને અને કુદરતને જ્ઞાનની દૃષ્ટિએ સ્પષ્ટ કરવાનો હોઇ શકે છે. ધાર્મિક વિચારસરણીનો પણ એ દાવો છે અને તોય માનસવિજ્ઞાનની દૃષ્ટિએ, બુદ્ધિની દૃષ્ટિએ એનો એ દાવો ખોટો પડયો છે અને તેથીજ ધાર્મિક વિચારસરણીને મને કે કમને વિજ્ઞાનનું સાધન ગણવાને બદલે એક જાતના માનસ વ્યાપારોના સ્વરૂપનું સાધન ગણવાની આપણને ફરજ પડે છે.

એ રીતે ધર્મનો પ્રદેશ ઉકેલવા જતાં, આપણને નરસિંહ મહેતામાં કે મીરાંમાં, સૂરદાસમાં કે તુલસીદાસમાં, સ્વર્ગની ભાવનામાં કે નરકની ભાવનાઓમાં, યજ્ઞોમાં કે યાગોમાં, જનોઇ પહેરવામાં કે આડું ટીલું કરવામાં, ભગવાનને માતા તરીકે કે પિતા તરીકે અથવા પ્રિયા તરીકે ( beloved ) પૂજવામાં, દેવદેવીઓને લડાવવામાં અને પ્રેમ કરવામાં, જગત, કુદરત કે મનુષ્યનાં રહસ્યો ઉકેલવાનું મળતુંજ નથી પણ કેવળ મનુષ્યના મનની એક જાતની ક્રિયા જડે છે. એ

દમન ઉપરાંત નિરક્ષરતા પણ કારણરૂપ છે. સ્ત્રીઓમાં શિક્ષણ થવું ઓછું હોવાથી અજ્ઞાનજન્ય આ રોગ એ કારણથી આ વર્ગમાં પણ એમની અંદર ખૂબ મોટા પ્રમાણમાં છે. એ વર્ગમાંથી ઘણા લોક ભણેલા વર્ગમાં જતાં હોય છે. એ વર્ગને બિમારીમાંથી સપડાતા ઉગારવાનો એકજ ઉપાય એમને આજના જીવનવિજ્ઞાનનું જ્ઞાન આપવામાં છે.

ત્રીજો વિભાગ ધાર્મિક શઠ વિભાગ છે. એના સંખ્યાપણ ઓછી નથી. ઉમ્ર થના શોષણ કાળમાં એ સંખ્યા વધતીજ જાય છે. પણ પહેલા વર્ગોની સંખ્યાના પ્રમાણમાં ધાર્મિક શઠોની સંખ્યા ઓછી કહેવાય. એ વર્ગમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષોની સંખ્યા કરતાં ઘણી ઓછી છે. એનું કારણ સ્ત્રી રસોડામાંથી બહુ બહાર ન નીકળતી હોવાનું છે.

એ વર્ગને ધર્મની મૂર્ખાઇ–વહેમો અને બિમારીનો ખ્યાલ આવી ગયો છે. એ વર્ગ એ મૂર્ખાઇ કે બિમારીમાં સપડાય તેમ નથી અને તોપણ એ વર્ગ ધર્મનું રક્ષણ માગે છે, ધર્મતરફ માનથી જોતો દેખાય છે. ધાર્મિક બિમારી અને મૂર્ખાઇના વર્ગની સંખ્યા વધતીજ જાય એમ ઇચ્છે છે. ધર્મ વિના માણસ જાતનો ઉદ્ધાર નથી એમ બોલતાં એ વર્ગ શરમાતો નથી. ધર્મનાં ક્રિયાકાંડો પોતે નહીં તો બીજા પાસે પૈસા આપીને કરાવે છે.

એ વર્ગ વર્ગજાગૃત ( class conscious ) શ્રીમંત લોકનો છે.

ધર્મવિના અહિંસા આવવાની નથી એમ એ વર્ગ કહે છે કારણ એનું આખું જીવન ઘાતકી હિંસાપર ટકી રહ્યું છે. એ હિંસા ધર્મની પવિત્ર રીતે એ ટકાવી રાખવા માગે છે. એને ધર્મની

બિમારી અને ભોટપણામાં વિશ્વાસ છે. જે હિંસાપર શ્રીમંતાઇ નભે છે તેને ટકાવી રાખવા એ ધર્મનું શરણ સ્વીકારે છે.

એ બોલે છે કે ધર્મવિના સત્ય રહેવાનું નથી. એના કાળજામાં ધડકતી સાચી વાત તો એ છે કે ધર્મવિના એનું જૂઠાણું નભવાનું નથી.

એ મૂછો ચાવતો ને આંખ ઝીણી કરતો બૂમ પાડે છે કે ધર્મ નહીં હોય તો બધે ભ્રષ્ટાચાર થશે અને કેર વર્તશે પણ સાચી વાત એ છે, કે ધર્મ નહોય તો એ શ્રીમંતાઇના વેશ્યાવાડોના ભ્રષ્ટાચાર અને કતલખાનાં બનેલાં કારખાનાંનો કાળો કેર લોકો જોઇ જાય, સમજી જાય ને શ્રીમંતાઇને ઉથલાવી પાડે એ બીક હોય છે.

આજની શાહીવાદી કે સામ્રાજ્યવાદી સરકાર છેલ્લો શ્રીમંત કે મૂડીદાર છે. જે મૂડીદારનો સ્વાર્થ છે તે સામ્રાજ્યવાદી સરકારોનો છે. જે શઠ ધાર્મિકતા શ્રીમંતની છે તે સામ્રાજ્યવાદી સરકારોની છે. જે લૂંટ, વેશ્યાવૃત્તિ અને ખુનામરકીપર શ્રીમંતાઇ નભે છે તેનાજ ઉપર સરકાર પણ નભે છે. માણસજાતના મોટાભાગને બિમાર કે મૂર્ખ રાખવામાં શાપકો અને શોષકો સેંકડો વરસથી ફાવ્યાં છે. આજે વિજ્ઞાનનો ક્રાન્તિકાળ શાપકો અને શોષકોનો અને સાથે સાથે મનુષ્ય સમાજના મોટાભાગને બિમાર કે મૂરખ રાખવાનો ધર્મના ઝેરી ઉપાયનો મૃત્યુઘંટ વગાડે છે અને પીડિત માનવ જાતને મુક્તિનો સાદ દઇ ઉઠાડે છે.

એક ચોથો વર્ગપણ છે, એ વર્ગ ધાર્મિક મનોદશાવાળો નથી. એ વર્ગ નાસ્તિક વર્ગ છે. એ વર્ગને ધર્મનાં ધતીંગોમાં, ધર્મના વહેમોમાં, ધર્મની પવિત્ર બનેલી બીકોમાં આસ્થા નથી એટલે એ નાસ્તિક કહેવાય અને એ રીતે એ વર્ગ વધારે સાચી સમજવાળો

અને વધારે તંદુરસ્ત મનોદશાવાળો છે. જ્યારે જ્યારે તરંગ પર રચાયેલા ધર્મનાં સ્વરૂપોનું પોકળ સમજતું ને ત્યારે ત્યારે જેને સમજાયું તેણે ધર્મના તરંગ સામે વૈજ્ઞાનિક વિચારણા મૂકી છે. એમાં વૈજ્ઞાનિક વિચારણાના પૂર્વગામીઓ થેલ્સ ને ઝેનો, સોક્રેટીસ ને પ્લેટો, બ્રુનો ને સર્વેટસ, ગેલીલિયો ને આર્કિમિડીસ હતા. એ લોકો બ્રુ નાસ્તિકો હતા. આજનું ધાર્મિક માનસ પણ આજના વૈજ્ઞાનિકોને જો તેમનું ચાલેતો જરૂર શૂળીએ ચઢાવે.

જ્યારે જ્યારે વિજ્ઞાન વધારે સ્પષ્ટ સ્વરૂપમાં દેખા દે છે ત્યારે ત્યારે ધર્મ કે જે તરંગ પર રચાયલી મનુષ્યની વિચારસરણી છે તે એક કોયડારૂપ બને છે. જ્યારે સમાજિક જીવનમાં જૂદા જૂદા વિભાગની વૈજ્ઞાનિક વિચારસરણી દેખા દે છે ત્યારે તે તે વિભાગવાળું જીવન નવીન રૂપ ધરે છે અને ધર્મની તરંગી વિચારસરણી સાથે છૂટાછેડા કરે છે.

એ રીતે જ્યારે મન વૈજ્ઞાનિક રીતે વિચાર કરતું થાય છે ત્યારે તેને કોઈ રોકી શકતું નથી, ધર્મના કે કોઇના વિધિનિષેધો વસ્તુની ભીતરમાં ઉતરતી બુદ્ધિને આડાહાથ ધરી રોકી શકતું નથી, રહસ્ય ગોતતો વૈજ્ઞાનિક-વિચાર પોતાની મર્યાદા પોતાની જાતે અને પોતાની રીતે નક્કી ન કરે ત્યાંસુધી તેની મર્યાદાઓ. બીજી કોઇ સત્તા કે બીજું કોઇ કહેવાતું શાણપણ દોરી શકતું નથી.

જેના માથામાં વૈજ્ઞાનિક વિચારસરણી ઉતરી ન શકતી હોય, જેને ધર્મનાશમાં ભ્રષ્ટાચારની ગંધ આવતી હોય, જેને ધર્મવિનાશમાં પોતાનાં વહાલાં સ્વર્ગો ગુમાવવા જેટલી સહનશક્તિ ન હોય, તેને કાળ ફરજ ન પાડે કે વૈજ્ઞાનિક વિચારણા પોતાના સ્વરૂપને સાબીત ન કરે ત્યાંસુધી પોતાનાં દિવાસ્વપ્નોમાં રાચતાં, કે પોતાના બાલિશ તરંગોના લ્હાવા લેતાં કોઇ અટકાવતું નથી પણ એવાં કોઇને

વૈજ્ઞાનિક વિચારણા અટકાવવાનો ઉમળકો થઇ આવે તો તે ચલાવી લઇ શકાય તેમ નથીજ.

એટલા પ્રસ્તાવપૂર્વક આપણે ધર્મના વિચાર પર આવીએ.

ધર્મ એક જાતની તરંગી વિચારસરણી છે. બહારના સંજોગોએ ઉભા કરેલા જીવનકલહો અને તેમાંથી જાગતા મનુષ્યના મનની અંદરના કલહો (Conflicts) અને એ કલહોના પરિબળોમાં જે જાતની વિચારસરણી જન્મ પામી છે તેને ધાર્મિક વિચારસરણી કહેવાય. એવી ધાર્મિક વિચારસરણીની ત્રણ બાજુ છે. એક ધર્મના ક્રિયાકાંડોને લગતી, બીજી માનસવિજ્ઞાનને લગતી અને ત્રીજી નીતિ સાથે સંબંધ ધરાવતી. આપણે એની વચલી બાજુને વિચારીએ.

કોઇપણ વિચારસરણીનો ઉદ્દેશ જગતને, મનુષ્યને અને કુદરતને જ્ઞાનની દૃષ્ટિએ સ્પષ્ટ કરવાનો હોઇ શકે છે. ધાર્મિક વિચારસરણીનો પણ એ દાવો છે અને તોય માનસવિજ્ઞાનની દૃષ્ટિએ, બુદ્ધિની દૃષ્ટિએ એનો એ દાવો ખોટો પડયો છે અને તેથીજ ધાર્મિક વિચારસરણીને મને કે કમને વિજ્ઞાનનું સાધન ગણવાને બદલે એક જાતના માનસ વ્યાપારોના સ્વરૂપનું સાધન ગણવાની આપણને ફરજ પડે છે.

એ રીતે ધર્મનો પ્રદેશ ઉકેલવા જતાં, આપણને નરસિંહ મહેતામાં કે મીરાંમાં, સૂરદાસમાં કે તુલસીદાસમાં, સ્વર્ગની ભાવનામાં કે નરકની ભાવનાઓમાં, યજ્ઞોમાં કે યાગોમાં, જનોઇ પહેરવામાં કે આડું ટીલું કરવામાં, ભગવાનને માતા તરીકે કે પિતા તરીકે અથવા પ્રિયા તરીકે ( beloved ) પૂજવામાં, દેવદેવીઓને લડાવવામાં અને પ્રેમ કરવામાં, જગત, કુદરત કે મનુષ્યનાં રહસ્યો ઉકેલવાનું મળતુંજ નથી પણ કેવળ મનુષ્યના મનની એક જાતની ક્રિયા જડે છે. એ

રીતે એનાં ધર્મની સમજ કે ઉકેલ માનસશાસ્ત્રની દૃષ્ટિએજ થવો સંભવ છે.

એ ઉકેલની શરૂઆતમાંજ આપણી નજર સામે ધર્મનો કોઈ ભગવાન, કોઇ પ્રભુ, કોઇ ધણી, કોઈ નાથ ઉભેલો માલમ પડે છે; એ ભગવાન કે પ્રભુ મનુષ્યના આકારમાં હોય છે. એ આકાર સ્ત્રી કે પુરૂષ અથવા બન્ને હોઇ શકે છે.

આપણને પ્રશ્ન થાય છે કે મનુષ્યનો પ્રભુ મનુષ્યના આકારમાંજ કેમ દેખાય છે ? કારણ કે પ્રભુએ મનુષ્યને બનાવ્યું નથી, મનુષ્યોએ નાથને નિર્મ્યો છે. પ્રભુ કે ભગવાનને જન્મ આપનાર મનુષ્ય છે એ રીતે પ્રસૂતિની પીડા વ્હોરી મનુષ્ય જેને જન્માવે છે, જે મનુષ્યના મનોવ્યાપારમાંથી જન્મે છે તે પ્રભુ કે ભગવાન નામનું મનુષ્યનું પહેલું બાળક મનુષ્યના આકારવાળું ન હોય તો બીજા કયા આકારવાળું હોઇ શકે ?

પણ એ આકારને મનુષ્યે માતા કે પિતા અને કોઇ ઠેકાણે સખી-પ્રિયા ( beloved ) કહી ને કેમ પૂજ્યો છે ?

એવી પૂજામાં ભાવવિસ્તાર [expansion of feeling] છે. એવો ભાવવિસ્તાર ક્યારે થાય છે તે વાત આપણે સમજવી જોઇશે.

મનુષ્યને એની માતા કે એના પિતા તરફ ભાવ હોય છે. એ જુવાન થાય છે ત્યારપછી એનો ભાવ એની સખી કે એના સખા તરફ ઢળે છે. એના માતા કે પિતા તરફના ભાવમાં એ માત પિતાને સર્વશક્તિમાન ધારી એ બન્ને પાસેથી પોતાનું રક્ષણ માગે છે અને જુવાની અને ત્યારપછીનો કાળ એ પોતાની સખી કે સખા પાસેથી રક્ષણ કે સંભાળ માગે છે.

પણ એ જેટલું માગે છે તેટલું બધુંજ એને મળી રહેતું નથી. એ જુએ છે કે માતાપિતા સર્વશકિતમાન નથી, એને સમજાય છે કે કુદરતના અને મનુષ્યના ઘણા કોપોમાં એને હારવું પડે છે, નમવું પડે છે, મરવું પડે છે. એ કંપે છે, ડરે છે, ધ્રૂજે છે. એનો માતાપિતા તરફનો ભાવ વિસ્તાર પામે છે. એમ વિસ્તાર પામતા એ મનોવ્યાપારમાં એક તરંગ આવે છે અને સાથે દિવાસ્વપ્નો લાવે છે. એવી જાતના મનોવ્યાપારના પરિણામે એને પ્રભુ કે ભગવાન, નાથ કે ધણી સાંપડે છે.

પિના પ્રતિકૃતિ ( father image ) માંથીજ ઘણીખરી ભગવાન કે પ્રભુની ભાવના ઉભી થતી હોવાથી ધાર્મિક સમાજે એ પ્રભુ કે ભગવાનને પિતા સ્વરૂપે પૂજ્યો છે. માનસપૃથક્કરણે આ વાત પૂરવાર કરી બતાવી આપ્યું છે કે નાના બાળકને શરૂઆતમાં જે સ્વરૂપે પિતાનાં દર્શન થાય છે તેવીજ જાતના સ્વરૂપમાં બાલિશ માનવ જાતને પ્રભુ કે ભગવાન નામની પિના પ્રતિકૃતિ ( father image ) નાં દર્શન થાય છે. બાળક તરીકે પોતે ભોગવેલાં લાડ, પિતાનું સ્વીકારેલું શરણ, શરણ નીચેની સલામતી વગેરે વાતો મનુષ્યનું મન ભૂલતું નથી. ગમે તેટલી ઉંમર વધતાં છતાં મનુષ્યની અંદરનું બાળક વિનાશ પામતું નથી. એ અંદરનું મનુષ્ય બાળક એનો પ્રભુ કે ભગવાનની અંદર શ્રદ્ધા રાખવાની ફરજ પાડે છે.

જે સમાજ રચનામાં મનુષ્ય પામર છે, પરાધીન છે, બાળકની શકિત વિનાનો અને ભોટ છે તે સમાજ પોતાના બાલિશ ભાવનો વિસ્તાર પ્રભુ કે ભગવાનમાં જરૂર કરવાનો છે. માનવસમાજની વધતી જતી શકિત ને સલામતી સાથે, એના વધના જતા જ્ઞાન સાથે એનો બાલિશ પરાધીન ભાવ ઓછો થાય છે કે ઓગળી જાય છે

અને પછી એને ભગવાન કે પ્રભુની પિતાના રૂપમાં પ્રતિકૃતિઓ રચવાની અને બાળકની જેમ તરંગમાં રાચવાની જરૂર રહેતી નથી.

ધાર્મિક મનોદશા એ બહારના જગતના સંજોગોને વર્તાવવાની બાલિશ મનોદશા છે. એ સંજોગોને એ બીજી રીતે વશ વર્તાવી શકે છે તોપછી એને તરંગમાં આવી બાલકની રીતે વશ વર્તાવવાની ફરજ પડતી નથી. આજસુધીની બધી ધાર્મિક મનોદશા સમાજના બાલિશ માનસની જ્ઞાનના અંધાર કાળની પરાધીન મનોદશા કહેવાય.

આજે પણ સમાજના મોટાભાગને એ અંધાર મનોદશા આવરી રહી છે. એ મનોદશાનો વિનાશ વિફળતામાં નથી; બહારની પરિસ્થિતિના પરિવર્તનમાં છે.

આજની પરાધીન અને શોષક પરિસ્થિતિમાં મનુષ્યનો મોટો ભાગ *પ્રભુ (પિતા) વિના ચલાવી શકતો નથી.* એને ઘણીએ વાર સવાલ થાય છે કે બાપા તો બહુ ભલા હતા ! બાપા તો જે કરતા તે બાળકોને માટે સારૂ હોય તેજ કરતા !

એને માનવાનું મન થાય છે પ્રભુ પણ ભલા માટે છે.

જે થાય છે તે પ્રભુની ઇચ્છાથી થાય છે.

જે થાય છે તે સારાને માટેજ થાય છે.

પણ પાછો સવાલ થાય છે કે "ધરતીકંપો થાય છે તેનું શું ?" "એ તો આપણા પાપે !" જવાબ જડે છે. "પણ મરણ આવે છે તેનું કેમ ?" "એતો નવજીવનની શરૂઆત છે !" જવાબ બોલે છે.

આવા સવાલોને જવાબો પણ એ પરાધીન દશાની અનિવાર્ય, આત્મવંચના અને દંભ છે. જે અસમાન આર્થિક ઘટનાવાળી

શોષક સમાજરચના મનુષ્યના મોટાભાગને ભયંકર પરાધીનતામાં કે ગુલામીમાં રાખી આવી આત્મવંચના, દંભ કે તરંગમાં જીવવાની ફરજ પાડે છે તેના વિનાશ વિના ધાર્મિક તરંગી મનોદશામાંથી ઉગરવાનો એકે ઉપાય નથી.

પિતાની પ્રતિકૃતિમાંથી કેવળ મનુષ્યના મનમાંજ ઉભા થએલા એ પ્રભુ કે ભગવાન બીજું શું કરે છે?

એ પ્રભુ કે ભગવાન વસ્તુમાત્ર અને ક્રિયામાત્રનું આદિકારણ છે. જેમ અંગૂઠો ધાવતા નાના બાળકને મન પિતા કે માતા સૌનું આદિકારણ હોય છે તેમ બાલિશતામાંજ જીવના ધાર્મિકોને મન પ્રભુ કે ભગવાન સૌનું આદિકારણ છે. વસ્તુઓની ક્રિયાનાં કારણ વસ્તુ કે પદાર્થમાંથી નથી જડતાં શું?

નથી એટલે તો આદિકારણ તરીકે ભગવાન છે અને તે આધિભૌતિક ( supernatural ) કારણ છે એમ ધાર્મિક માનસ બોલી ઉઠે છે. એ કારણ નક્કી કરવામાં પોતેજ કારણરૂપ છે, કારણ કારણરૂપ નથી, એ વાતનું ભાન ધાર્મિક મનોદશામાં સંભવતું નથી. દરદી મન પોતાની બિમાર મનોદશાને જોઇ શકતું નથી. એજ રીતે ધાર્મિક મનોદશાવાળા મનુષ્યને થોડાક અવાજો સંભળાય છે. એ અવાજનું કારણ પણ એને મન પોતાનો ભગવાન નામનો તરંગ હોય છે, કારણ કે તરંગી કારણ વિના બીજા કોઇ કુદરતી કે વૈજ્ઞાનિક કારણ તરફ ધાર્મિક બિમાર મનોદશા વળી શકતી નથી

એ રીતે એ કારણ એ બિમાર દશાનું આદિકારણ જેને ભગવાન કે પ્રભુના નામથી ઉદ્દેશવામાં આવે છે તેને વિષે, મીરાંનું ઝેર પીજવાની, કુંવરબાઇનું મામેરૂં કર્યાની વાત આવી છે. એવી અનેક વાતોની વિગતમાં ઉતરી એ સૌને માનસ વિજ્ઞાનની રીતે ઉકેલવાનો

અત્રે અવકાશ નથી. એ વિષે એટલુંજ કહેવું બસ થશે કે એ સૌ વાતો ધાર્મિક બિમાર મનોદશાની છે અને એ વાતોને માનસ-ચિકિત્સા ( Psycho-therapy ) ની દૃષ્ટિએજ ઉકેલી શકાય.

એક એક દેશનો ધાર્મિક સમાજ સરખી ધાર્મિક બિમારીમાંથી પસાર થતો હોવાથી એ બિમારીનાં લક્ષણો (symptoms) સર્વ સ્થળે એક જાતનાંજ હોય છે. દાખલા તરીકે આપણે એક સેન્ટ ઑગસ્ટાઇન નામના અંગ્રેજ ધાર્મિકના ઉદ્ગાર ટાંકીએ, "I felt my soul inflamed by ardent love to God. This love was evidently super-natural for I knew not what had set it alight in me and I myself had done nothing in the matter."

એ પ્રેમ જેની ઑગસ્ટાઇન વાત કરે છે અને જેની મીરાં કે નરસિંહ જેવાં ભક્તોએ વાત કરી શકે છે તે શું છે તે વાતના પૃથક્કરણમાં એ લોક ઉતરી શકતાં નથી કારણ કે એ ધર્મની બિમાર દશામાં હોય છે, અને એવાં માનસપૃથક્કરણની કોઇની એ વાત એ લોક સાંભળવા માગતાં હોતાં નથી કારણ એ વાત (બિમારીની કોઇપણ વાત) દરદીને મન અત્યંત પવિત્ર હોય છે અને પવિત્રતાઇ આભડ-છેટવાળી હોવાથી કોઇને અડી શકતી નથી. જેમ માનસ બિમારી વાળા કોઇપણ દરદીઓ કહેતાં હોય છે તેમ સેન્ટ ઑગસ્ટાઇન પણ બોલે છે કે " and I myself had done nothing in the matter."

એ ધાર્મિક મનોદશાના કારણમાં શું હશે એવો સવાલ આપણને સહેજે થાય છે. કોઇપણ મનોદશાના કારણમાં આત્મરક્ષણ કે જાતીય રક્ષણનો આવેગ મૂળભૂત હોય છે. એ આવેગને અનુરૂપજ

જીવનવેગ (libido) મનુષ્યને માટે કિંમતની (value) આંકણી કરતો હોય છે.

પણ કિંમતની આંકણી (estimation of values) એમ સહેલાઇથી થઇ શકતી નથી. બાહ્ય પરિસ્થિતિએ (objective conditon) મનુષ્યની સામે હમેશાં કલહનું વાતાવરણ ઉભું કર્યું છે. જંગલીના જીવનમાં એ કલહ ઉગ્ર હતો, આજે તો અતિ ઉગ્ર બન્યો છે. એ કલહનાં બળો નીચે મનુષ્યનો આવેગ હંમેશાં દમાતો હોય છે, રૂંધાતો હોય છે. એવી આકરી પરિસ્થિતિની વચમાં મનુષ્યે પોતાના જીવનની અપેક્ષાએ કિંમતોની આંકણી કરવાની હોય છે. કલહવાળી, ઉગ્ર કે બહારની પરિસ્થિતિઓની વચમાં કિંમતની આંકણી કરવામાં મનુષ્યની મનોદશા ભયાકુલ કહી શકીએ અને એ મનોદશામાં જે લાગણી હોય છે તેને ધાર્મિક લાગણી (religious feelings) કહી શકાય.

એવી ધાર્મિક લાગણીના મૂળમાં એક બીજા સાથે અથડાતા બે ભાવ પ્રવર્તતા હોય છે. એક ભાવ સ્વસ્થાપનનો (self-assertion) હોય છે અને બીજો સ્વશરણ (self-surrender) નો હોય છે.

જંગલના માણસને જંગલના હિંસક પશુસમાજ સામે જીવન કલહમાં ટકવાનું હતું. બીજી પરિસ્થિતિમાં એને કોપેલી અને નિરંકુશ બનેલી કુદરત સાથેના કલહમાં પણ ટકવાનું હતું. આજની બહારની પરિસ્થિતિ સહેજ જૂદી છે. આજના સમાજના મોટા ભાગને હિંસકપશુઓ કે કુદરત સાથેનો કલહ ખાસ ન રહ્યો હોવા છતાં, એક વધારે ઘાતકી કલહમાં ઉતરવું પડયું છે. એ કલહ મનુષ્યનો મનુષ્ય સાથેનો કલહ છે. વાઘ કે વિજળીને બદલે આજે મનુષ્યના અને મોટાભાગને મૂડીદારી સમાજ રચના જંગલના ઘાતકી

પશુઓ કે કુદરતનાં વિફરેલાં બળો કરનાં અત્યન્ત ઘાતકી અને ભયંકર રીતે દેખાવી રહી છે.

એવી પરિસ્થિતિઓમાં મનુષ્યની મનોદશા ધાર્મિક મનોદશાનું સ્વરૂપ ધરે છે. એ મનોદશામાં આપણે ઉપર વાત કરી તેમ સ્વ-સ્થાપન (self-assertion) અને સ્વશરણ (self-surrender) એવા બે ભાવો બિમાર મનોદશામાં આવી ધાર્મિક દૃષ્ટિએ કિંમતની આંકણી (religious estimation of value) કરતાં હોય છે.

એ ધાર્મિક બિમાર મનોદશામાં રહીને કિંમતની આંકણી કરતા મનુષ્યને કોઇ પણ ધર્મમાં કોઇ વ્યક્તિત્વની કલ્પનાની જરૂર પડી છે કે જેની ઓથમાં રહી, જેને પોતાની જાતના શરણ તરીકે સ્વીકારી પોતે સ્વસ્થાપના (self-assertion) કરી શકે.

એવું વ્યક્તિત્વ તે પ્રભુ કે ભગવાન. એ ભગવાનની લીલા વર્ણવવા તરંગી ધાર્મિક મનોદશાએ દંતકથાઓ અને પરીઓની વાતોનાં મોટાં પુરાણ રચ્યાં છે.

ધાર્મિક મનોદશાનું બીજું મોટું લક્ષણ શ્રદ્ધા (Faith) છે. સ્વસ્થાપના (self-assertion) ની દૃષ્ટિએ કિંમતની આંકણી કરવા જતાં એને પ્રભુ કે ભગવાનનું શરણ સ્વીકારવુ પડ્યુ. એ શરણસ્વીકારમાં અવળે માર્ગે ચડેલાં મૂલ્ય રક્ષણ (conservation of value) અને મૂલ્ય સાતત્યનો (continuity ofvalue) નો સમાવેશ થએલો નજરે પડે છે. કિંમતનું રક્ષણ કે સાતત્ય જાળવી રાખવા માટે મનુષ્યે, પોતાના તરંગી માનસે રચેલા પ્રભુ કે ભગવાનનું શરણ સ્વીકાર્યું અને તેનામાં શ્રદ્ધા (Faith) રાખી.

ધાર્મિક બિમાર મનોદશામાં જન્મ પામેલા, પ્રભુ કે ભગવાન નામના તરંગે મનુષ્યે શીખવ્યું તેવું ઘણું કર્યું છે. એ પ્રભુ

ગીતામાં બોલે છે કે "મારે શરણે આવ." એને ધાર્મિક મનોદશાનો બિમાર મનુષ્ય જવાબ આપે છે કે "ત્વમેવ શરણં મમ." ઇસ્લામના ભગવાને પણ મનુષ્ય પાસે એવું જ શરણ માગ્યું છે તથા નાસ્તિક ગણાતી બૌદ્ધ ધાર્મિક મનોદશાએ પણ "બુદ્ધં શરણં ગચ્છામિ" બોલી એની એજ વાત કહી છે. એવીજ જાતની ખ્રિસ્તી મનોદશાનો ભગવાન પણ સાદ કરે છે કે.

"Come unto me all ye that labour and are heavy laden and I will refresh you, learn of me and you shall find rest for your souls."

બિચારો બિમાર ધાર્મિક પોતાની બિમારીના અવાજને જવાબ આપતો હોય તેમ બોલે છે "unquiet is one's heart, untill it finds rest in thee."

કલહમાં કપાઇ મરતો, શોષણના દાવાનળમાં બળગી ઉઠતો, દમનનાં ચક્રોમાં પિસાઇ મરતો મનુષ્ય આરામ માગે છે. એને વિસામાનો એક શ્વાસ ખેંચવો છે. એને સત્તાવાળી સરકારને સરકારી મૂડીવાદ એમાની કોઇ વસ્તુ આપવાની ના પાડે છે. તે ઉપરાંત મનુષ્યને પોતાના આવેગ આવિષ્કારની ઘણીવાર આગ ઉઠે છે. એને પોતાનો આવિષ્કાર કરવો છે. ઝેરી જીવનકલહ એ સૌ માટે ના પાડે છે. એ વિષમધારણ (abnormal) બને છે. એ બિમારીમાં વ્યભિચાર કે ખૂનામરકી શોધે છે. કોઇવાર એ ધાર્મિક બિમારીમા મપડાઇ, ભેરવ જાપ કરે છે. કાશીમાં જઇ કરવત મૂકાવે છે, કે વિધવા બની જીવનને બિમાર બનાવી મુકવી દે છે. બિચારું ધાર્મિક પ્રભુ કે ભગવાનનો વિયોગ સહન કરી શકતું નથી. એ સીતા પાછળ ઘેલા બનેલા રામની જેમ ઝાડને ભેટી પડે છે

કે જીવતાં જીવ સમાધિ લે છે. કલ્પના સમાજમાં આવા બનાવો સામાન્ય છે. સેંટ થેરેસાને બિમારદશાના પ્રભુ કે ભગવાન નામના તરંગનો વિયોગ અસહ્ય લાગ્યો ત્યારે એણે કહ્યું કે [I know not where else to seek this life but in death] બે હજાર વરસથી ખ્રિસ્તી ધર્મ ચાલ્યો આવે છે. એટલા લાંબા અરસા પછી કોઇ 'મેસીઆ' (Messiah) નો અવતાર થયો નહીં, માણસ માણસ પર પ્રેમ કરતો થયો નહીં. જુલ્મ ગયો નહીં, શોષણ શમ્યું નહીં.

ધર્મના વચનો જુઠા પડયાં છે. ધર્મે કહ્યું હતું તેવા પયગંબરોને બદલે, કાંટાવાળા તારની વાડો આવી છે. ઝેરી ગેસની ટેંકો આવી છે. મનવારો અને તોપો આવી છે, વિજળીની ખુરશીઓ અને ફાંસીના માચડા આવ્યા છે. સ્વર્ગ એક મોટી ગપ બન્યું છે. સ્વર્ગ નીચેની પૃથ્વી સડી રહી છે.

પણ મનુષ્ય વધારે વ્યવસ્થિત રીતે વિચાર કરતો થયો ખરો. પરિસ્થિતિએ માનસ વિજ્ઞાનના જ્ઞાનની જરૂરિયાત ઉભી કરી છે. અત્યારસુધી મનની ક્રિયાઓને કોઇએ જોઇ નહોતી. આજે મનના રસ્તાઓ શોધાઇ રહ્યા છે, અને એ વિજ્ઞાનના દષ્ટિકોણમા મનુષ્યની ક્રિયાનાં માપ ને કિંમતની આકણી નવેસરથી શરૂ થાય છે.

આપણે તરંગમાંથી વિજ્ઞાનમા જઇએ છીએ. માનસવિજ્ઞાન તંદુરસ્ત જીવનના માર્ગ બતાવે છે, રોગની ચિકિત્સા અને નિદાન આપી ઉપાય બતાવે છે.

વિજ્ઞાનનાં સત્યો તરંગી જગતની સ્થિર પૃથ્વીને ફરતી કરે છે, તરંગી જગતની ભાઇચારાની કે દયાદાનની વાતોને પોકળ માની આર્થિક સમાનતાનો ઉકેલ ધરે છે, બિમાર મનુષ્યના સ્વર્ગ નામના

આગમગાહને ઉખેડી નાખી તેને તંદુરસ્ત બનવા પદાર્થ વિજ્ઞાન શીખવા સંબોધે છે, અને જગતનાં પાપ જોવા જતા ધાર્મિકને એના પોતાના અજ્ઞાત મનના દમાયલા થરો ઉથલાવવા આગ્રહ કરે છે.

અને તોય ગીતાનો ભગવાન જીવતો જાગતો હાથમાં ચાબૂક લઇને ઉભો હોય એમ લોકમાનસ માને છે, બાઇબલનો ભગવાન ગોરા માણસના જેવો દરિયાપારના દેશોમા જીવતો ઉભેલો જણાય છે, અને ભૂમધ્ય મહાસાગરની પેલી પાર અલ્લા પણ એવોજ ડોળા કાઢતો ઉભો છે અને એ બધા પ્રભુ અને ભગવાનો પોતાની સોડમાં અજ્ઞાન અને પીડિત લોકસમૂહને તથા દંભીઓને, શાહશાહુકારોને, બોંબ ઉગામી ઉભેલી સરકારોને, પુરુષજાત માટે બનાવેલી સ્ત્રીજાતને લઇને ઉભા છે અને બોલે છે કે બિચારી સ્ત્રી, બિચારા પીડિતો, અને મૂર્ખ માણસો મારા વિના કેમ જીવી શકશે ! બધી વાતો સમજતો છતા પણ નફાખોરીમાં અને ધાડપાડવામા શઠ બનેલો મૂડીવાદ અને સામ્રાજ્યવાદ મનુષ્યની બિમારીના તરંગને પોષણ આપતો બોલે છે કે, પીડિતોને, અજ્ઞાનોને, સ્ત્રીઓને અને મૂર્ખ માણસોને તો ભગવાનની ને પ્રભુની તથા ધર્મની જરૂર છેજ.

અને તોય વર્તમાન પરિસ્થિતિના સ્પષ્ટ લક્ષણથી આપણે અજ્ઞાત રહી શકીએ તેમ નથી. આપણે જોઇએ છીએ, મનુષ્ય વિચાર કરતો થતા, તરંગમાંથી વિજ્ઞાનમા જતાં, ધર્મની લાગવગ હવે ઓછી થતી જાય છે. લાગવગ ઓછી થાય છે તેનું કારણ ધર્મનાં વચનો જૂનાં પડયાં છે કે ધર્મની વાતો ખોટી ઠરી છે તે નથી પણ ધર્મની વિચારસરણીમા માનવું તે મૂર્ખામી કે બોટપણું અથવા શઠતા છે તેથી.

વધતા જતા વિજ્ઞાન સાથે, વધતા જતા જ્ઞાનના પ્રકાશ સાથે, જણાતા જતા અન્યાયો સાથે અને સમાજના મનના વધારે અને વધારે સ્પષ્ટ થતા પૃથક્કરણ સાથે માનવસમાજ ધાર્મિક બિમાર મનોદશામાંથી મુક્ત થતો જાય છે અને ધર્મનો ઉપયોગ નફાખોરી-બાજ કરનાર ધાર્મિક શાસકોની શઠતા ખુલ્લી પડતી જાય છે તથા ધર્મના નામમાં ધાડ પાડતો સામ્રાજ્યવાદ વધારે સ્પષ્ટ થતો જાય છે.

આજના નવા માનસને ધાર્મિક શબ્દ ગાળ રૂપ લાગે છે. શોષક અને શઠ મૂડીવાદ આજનો ધાર્મિક સમાજ છે. હીટલર અને મુસોલીની જેવા આજના ધાર્મિકો છે, કાળી પ્રજાઓને વ્યવસ્થિત હત્યાકાંડ ચલાવનાર ગોરી પ્રજાઓ ધાર્મિક પ્રજાઓ છે.

આજનો અવાજ બોલે છે કે કોઇ પ્રભુ કે ભગવાનને પૂજવાની કોઇપણ ધાર્મિકવિધિ મનુષ્યનું અધઃપતન કરાવનાર છે, મનુષ્યને પામર ને કાયર બનાવનાર છે.

પૂજવા કે ભજવા જેવો કોઇ ભગવાન કે પ્રભુ છેજ નહી, અને જો હોય તો તે માનનીય હોવાને બદલે નિંદનીય છે. ભગવાનની ભલાઇને ન્યાયની બધી વાતો પોકળ છે. શોષણ પર નભતી સમાજ રચનામાં ભલાઇ કે ન્યાય નથી, આજે શક્ય પણ નથી.

આ જગત કોઇ પ્રભુ કે ભગવાનની બનાવટ નથી. આ જગતની સમાજરચના જેના હાથમાં છે, આ સમાજમાં જે સત્તાશીલ છે, તે પ્રભુ કે ભગવાન નથી; મૂડીવાદ અને શાહીવાદ છે. એ બન્નેને જો પ્રભુ કે ભગવાન કહેવાય તો તે પ્રભુ કે ભગવાન ભારે ક્રૂર કે ઘાતકી છે અને એ પ્રભુ કે ભગવાન હિંસાનો, યુદ્ધનો, દારૂગોળાનો, અન્યાયનો અને અનેક જાતના શારીરિક રોગનો પ્રણેતા છે એમ કહેવું જોઇએ.

આજનો અવાજ બોલે છે કે પુનર્જન્મમાં એને શ્રદ્ધા નથી, અને પુનર્જન્મ હોય કે ન હોય તેની એને પડી નથી. પુનર્જન્મનો વિચાર મનુષ્યની લઘુતામાંથી અને જીવનના ભયોમાંથી નીકળતો હોય છે. આજે એક ઘણો મોટો વર્ગ લૂંટારુઓના નાના વર્ગને અમન ચમન કરતો જોતો હોય છે. એ જોઇને બહુ સ્વાભાવિકરીતે વેરના વિચાર આવે છે. એ વિચાર ગેરકાયદેસર ગણાતા હોવાથી એ દષ્ટિ, ભાષામાં એના જેવાં સુખ ભોગવવાની પ્રતિક્રિયાના વિચારને પુનર્જન્મમાં મૂકે છે.

જીવનને જીવવા જેવું બનાવવા માટે ધર્મની જરૂર છે એમ માનનાર મોટામામોટી ભૂલ કરે છે. જીવનવિકાસમાં ધર્મ એક મોટી મુશ્કેલી છે. જ્યારથી મનુષ્ય ધર્મનામના એક મોટા ભ્રમમાથી મુકત થાય છે ત્યારથીજ એનો સાચો વિકાસ શરૂ થતો હોય છે.



# માનસવિજ્ઞાન અને નીતિ

શરીર અને મનને શો સંબંધ છે તે આ લેખનો વિષય નથી.

શરીર અને મનનાં મૂળ એકજ તત્ત્વમાં છે કે કેમ, શરીરને મનની ક્રિયાઓ કાર્યકારણથી જોડાઇ છે કે કેમ, અથવા તો શરીર અને મન સમાન્તર સંબંધે ઉભાં છે કે કેમ એવી એવી વાતોની ચર્ચા પણ આ લેખમા આવતી નથી.

એવી એવી ચર્ચાઓનાં ચૂંથણા છોડી દઇને પણ આપણે વિના ચર્ચાએ સૌનો એક સામાન્ય અનુભવ વિચારી શકીએ છીએ કે શરીર અને મનની ક્રિયાઓને કોઇ ચોકકસ સંબંધ છેજ, શરીર અને મનના ક્ષેત્રો ભલે જૂદાં હોય, શાસ્ત્રીય દૃષ્ટિએ સ્વતંત્ર અને નોખાં હોય, તોપણ.

કારણ આપણે, શરીર ને મનનો સંબંધ આપણા જીવનમાં જરા જેટલું નિરીક્ષણ કરતાજ ભાળી શકીએ છીએ.

"વા વાયોને નળીયું ખસ્યું, નળીયું ખસ્યું ને કુતરું ભસ્યું." કુતરું ભસ્યું ને કોઇએ જાણ્યું કે ચોર આવ્યો, ને એવું જાણ્યું કે

એને બીક લાગી અને બીક લાગતાની સાથેજ એને મધરાતે ઝાડા થવા શરૂ થયા.

"જાગો છો કે? બારણું ઉઘાડો" રાતના બાર વાગે જાણે કોઇએ બારણું ખખડાવ્યું. "કોણ છો?" એણે થરથરતાં પૂછ્યું. "માશીબા!" જાણે અવાજ આવ્યો. જાણે પાંચ દિવસ પહેલાં મરી ગએલા માશીબા એના ખાટલા સામે ઉભા હતાં. એક ચીસ પડી અને એના મનપર આઘાત થયો. આઘાત થયો ને એનું આખું શરીર પથારીમા ઢગલો થઇને પડયું. બીજે દિવસે પાડોશીઓ વાતે વળગ્યા હતા "જોયું! બિચારીનો જીવ લીધો."

આજે એકવીસ દિવસથી એણે દરિયામા વહાણનું ટપકું જોવા આંખો તાણી હતી. આજે એકવીસ દિવસથી એનો એ એકજ સવાલ સૌ ખલાસીઓના કાનમાં અથડાતો હતો "એ કયારે આવવાના છે!" આજે અંધારી રાતે એમા બારણા ખખડાવી કોઇએ કહ્યું. "પેરમ બેટને કિનારે પાંચ વહાણ ડૂબી ગયા છે, એ આવશે નહીં."

કોઇ બચ્યું નહીં!" અવાજ આવ્યો.

"સૌ મૂવા", કોઈ બોલ્યું.

કહે છે કે એક રાતમાં એના વાળ ધોળા થઈ ગયા, એકજ રાતમા એની આંખનાં અજવાળાં હોલવાઇ ગયાં. એના મનપર આઘાત થયો હતો.

ગૃહપતિ સુબોધને ધમકાવતા હતા "ખબરદાર જો એનું નામ લીધું છે તો!

"નહીં લઉં"

"અને એનો વિચાર પણ કર્યો છે તો"

"નહીં કરું"

"હરામખોર! કેટલી ધૃષ્ટતા! તું કયાં ને એ કયાં! તું અનાથાશ્રમમાથી અહીં ભણવા આવ્યો તેનું તને ભાન છે! અને એ,! એનું કુળ કેટલું ઉંચું છે તે ભૂલી જાય છે!"

સુબોધની આંખો છલકાઇ. એ ધ્રુજતા હોઠથી બોલતો હતો "મને માફ કરો હવેથી........"

હવેથી શું! એ ભદ્રાને નહોતો ભૂલ્યો, ભદ્રા એને નહોતી ભૂલી. બન્ને એકબીજાને ઉંચનીચના ભાન વિના ચાહતાં હતા. એક દિવસે સુબોધે અંધારામા આવી ભદ્રાના હાથમાં એક પુસ્તક મૂકયું, "લે આ વાચજે, મારી પાસે છે."

"કેમ ભદ્રા કેમ ચાલે છે" બોલતા ગૃહપતિ મહાશય એક દિવસે ભદ્રાની ઓરડી આગળ આવ્યા અને અંદર પડેલું પુસ્તક જોયું ને હાથમાં લીધું. હાથમા લઈને હસતા હસતા બોલ્યા, "આ જરા લઇ જાઉ છું હોં!"

ભદ્રાનું ધડકતું હૃદય બોલ્યું "હો."

"સુબોધભાઈ, આમા લખેલું પુસ્તક લઈ સાહેબ બોલાવે છે" "મેધાએ સુબોધને ચિઠ્ઠી આપી.

ધડકતે કાળજે સુબોધે ભદ્રાની ઓરડી ખખડાવી, ચોરના અવાજે કહ્યું "પેલું પુસ્તક આપોની, પેલું પુસ્તક આપોની."

"એતો લઇ ગયા છે."

"કોણ!"

"સાહેબ"

"હેં!" સુબોધનો શ્વાસ રૂંધાઇ જતો લાગ્યો. એ ઉતાવળો ચાલ્યો, અપરાધીની જેમ, ગૃહ-પતિ મહાશયને ઘેર પુસ્તક લીધા વિના.

"તું હજુ ભૂલ્યો નથી કેમ! કુતરા, તને રોટલો આપ્યો તેને ત્યા ધાડ પાડવા બેઠો છે?"

મારાથી ભૂલાતું નથી, મેં ધાડ શી પાડી!" સુબોધનો અવાજ રડતો હતો.

"તમે બધા સાથે ભણનાર. તારી એ સગી બહેન કહેવાય, તું એની સાથે પ્રેમ કરનાર કોણ!"

"મને માફ કરો, મારૂ મગજ ભમી જાય છે..." સુબોધ પોક મૂકીને રોયો.

"ઠીક, છાનો રહે અને લખી દે."

"શું!" સુબોધે આંખો લૂછી.

"કે તારે ને ભદ્રાને કોઇ જાતનો સંબંધ નથી."

"તમે કહો તે લખું" કહી એણે લખ્યું ને સહી કરી.

"અને સવાદશે જાય છે એ ગાડીમાં બેસી જા."

"કેમ!" સુબોધની આંખો કરગરી રહી.

"કઈ લાયકાતપર કેમ પૂછે છે! તને સંસ્થામાંથી રજા આપવામાં આવે છે."

બીજે દિવસે સવાદસની ગાડી ઉપડી અને સુબોધને ઉપાડી ગઇ ત્યારે છાત્રાલયનાં છોકરાછોકરીઓ રસોડે ભોજન લેતાં હતાં.

"સાંભળ્યુંકે—જાણ્યુંકે—ખબર પડીકે—" સૌ કોઇ મોઢેથી બોલતું ને પછી કાનમાં કહેતું "સુબોધભાઇને રજા મળી, ડીસમીસ થયા, બિચારી ભદ્રા અંદરથી ઓરડી વાસીને રહે છે."

એ એકજ વાત, છાત્રાલયના રસિક સમાચાર જેવી બની ગઇ. એક દિવસ ગયો, બીજો ગયો, ત્રીજા દિવસે આચાર્યદેવ છોકરા છોકરી ઓના ગેરકાયદેસર સંબંધોના જૂદા જૂદા દોષ સમજાવતા હતા.

એક ચીસ પડી. એક શરીર પછડાયું. ભદ્રાના જાજરમાન દેહના અંગેઅંગ તણાતા હતાં.

સૌ દયા ખાઇને બોલતું હતું 'હીસ્ટીરીઆનું ફીટ" આવ્યું... બિચારીને..." એના કારણમા ઉતરવાની કોઇનામા હિંમત હતી નહીં, કારણ, કારણ ગેરકાયદેસર હતું.

"કહેશે કે કંઇ વળગાડ હશે, મુવા આ કળિયુગના રાજમાં રોગ શા નવતર થયા છે " ડોશીમા રાડ નાખતાં હતાં, પણ છે શું!" કોઇએ પૂછ્યું.

"મારૂં કપાળ' આ મારો હરિયો પથારીમાથી ઉઠ્યો ત્યારથીજ એની જીભ તોતડાય છે, ને કહે છે કે મારાથી કંઇ સંભળાતું નથી."

સાચી વાત છે, ગંગા મા, મારી નાથી બાની લક્ષ્મી સાસરે જતી થઇ ને એનો ધણી આફ્રિકા ગયો. એ ગયો ત્યારથી એનું માથું દુઃખે છે. કંઇ વેદના! આજે ત્રણ વરસથી બિચારી ડામાડ઼ોળ થાય છે.

"કંઈ દવાદારૂ!"

"દવા અને દારૂ બધુ કરી થાકયાં"

આ બધી વાતચીતો છોડી આપણે વિષયપર આવીએ. ઉપર ગણાવેલી ને નહીં ગણાવેલી ઘણી આદતો આપણે આજે દરદીઓમાં જોઇએ છીએ. એ દરદોનાં કારણ એકલા શરીરમાજ હોય છે એવું નથી. એવા રોગનાં કારણ કોઇ વેળા શારીરિક તો કોઇ વેળા કેવળ માનસિક પણ હોય છે.

આપણી અભણ ડોશીમાઓ પણ બોલે છે કે "પ્રેમથી એના વાળ ઉભા થઇ ગયા, આવેગથી એણે આંધળિયાં કર્યાં, ગુસ્સામાં એ બેભાન બની ગયો, બીકથી એની જીભ ચોટી ગઇ, દુઃખથી એ એક રાતમા સૂકાઇ ગઇ, શોકથી એનું અંગ રહી ગયું, કંટાળાથી એના માથામા ઝાટકા શરૂ થયા, વિગેરે."

એ બધાના મૂળમા આપણે એક વાત જોઇ શકીએ છીએ, અને બહુ ઓછી મહેનતે સમજી શકીએ છીએ કે ઘણા શારીરિક રોગનાં મૂળ કેવળ મનમા હોય છે, અને તે સાથે જે આપણને ખ્યાલ આવે છે કે શરીર અને મનને ન છૂટો પાડી શકાય તેવો સંબંધ છે.

પણ એ શરીરને મનના સંબંધના મૂળમા અને કેવળ માનસિક કારણવાળા શરીરના રોગમા મૂળનાં શું વસ્તુ છે એવો સવાલ આપણને થયા વિના રહેતોજ નથી.

અને એનો જવાબ સાવ સહેલો હોવાથી આપણે માનસ-વિજ્ઞાનની આંટીઘૂંટીઓની સમજ વિના પણ સહેલાઇથી જવાબ દઇ શકીએ છીએ કે એ સૌના મૂળમા કોઇ વૃત્તિ (emotion) કે લાગણી (feeling) હોય છે.

સહેજ વધારે વિચારતાં આપણને સમજાઇ જાય કે એવા ભયંકર રોગોના મૂળમા મુખ્ય એક કારણરૂપ બનેલી કોઈ વૃત્તિ કે લાગણી એકલી હોતી નથી પણ દમન કરાયલી અટકાયત કરાયલી કે ચૂંથાયલી હોય છે.

એવી લાગણી કે વૃત્તિનો વેગ મનુષ્યના મનપર આઘાત કરે છે ત્યારે, વાળ ધોળા કરી નાખે છે, અકાળે ઘડપણ કે અંધાપો લાવે છે, પક્ષાઘાત કે મખત દુઃખાવાને જન્માવે છે, અને બહેરાપણું કે મૂંગાપણું પણ લાવે છે તથા હીસ્ટીરીઆથી માંડીને તે ગાડપણ સુધીના અનેક બિમારી દશાના પ્રકારો જન્માવે છે.

માનસપૃથક્કરણ કહે છે કે એકેએક મનુષ્ય એવું રોગી છે. એકેએક મનુષ્ય રોજના જીવનમા ઘણીવાર એક પળવાર કે તેથી વધારે એવી અનેક બિમાર પરિસ્થિતિનો અનુભવ કરે છે. એ રોગી પરિસ્થિતિ આપણા ધ્યાનમા આવે તે પહેલાજ ઘણીવાર પલટાઈ જતી હોવાથી, આપણને તેનું ભાન નથી રહેતું, પણ એજ પરિસ્થિતિ લંબાતાં આગળે રોગ થયો એમ કહીએ છીએ. રોગ એક પળ રહે કે આખું જીવન ટકે એ મોટી વાત નથી. પ્રમાણમા ભેદ છતાં પ્રકારમા એ અનેક રોગોનો મીને સ્વાનુભવ છેજ એવો માનસપૃથક્કરણશાસ્ત્રનો દાવો છે.

" વિજ્ઞાનની વાતો કરતાં ચિબાવલા છોકરા, જરા રાખો અને અમારું સાંભળો " નીતિમાન સાધુ સંતો બોલી ઉઠે છે.

" બોલો બાપા " વિજ્ઞાનની વિચારણા નીતિનો સાદ સાભળવા અટકે છે, અને અટકીને વિચારે છે અને વિચારીને નીતિની વિચારણાપર વૈજ્ઞાનિક પ્રકાશ નાખવા માગે છે.

"જુઓ, વિકાર એટલા રોગ છે. સ્થિતપ્રજ્ઞતા માનવજીવનનો આદર્શ છે, ત્યાગ અને સ્વાર્પણ મોટા સદ્ગુણ છે. ન્યાય વિના આપણાં ગાડાં ગબડવાનાં નથી. અનિષ્ટોનાં બે મૂળ છે. એક અહંકાર ને બીજો કામવિકાર. એને જીતો. સૌથી મોટો કામવિકાર છે. એ જ્યાં છે તે સંબંધ પાપી છે. પાપને અટકાવવા, સ્ત્રીપુરુષના સંબંધો પર ચોકી પહેરો મૂકો. પરસ્ત્રી સાથે એક પાથરણા પર બેસવાથી આમ દોષ થાય છે, અને પરસ્ત્રી સાથે એકાંત સેવવાથી તેમ દોષ થાય છે, વિકારથી સ્પર્શ કરવામાં સ્પર્શ દોષ લાગે છે ને અયોગ્ય રીતે ચુંબન કરવાથી ચુંબન દોષ થાય છે. વિગેરે—"

આપણા એકેએક ઘરના સૌના સમાજના અને રાજ્યોના જીવનના નીતિના નિયમો છે, અત્યારે એ મુંઝવણો બની છે. સેંકડો વરસથી સંતોને મહાત્માઓએ, એ નીતિને બનાવાય તેટલી દંભી બનાવી, રોજના જીવનની વિગતોને દબાવાય તેટલી દબાવી ને સંતાડાય તેટલી સંતાડી નીતિશાસ્ત્રના નામમાં, પ્રાયશ્ચિતો અને તપશ્ચર્યાઓના નામમા એક મોટું દમનશાસ્ત્ર ઘડ્યું છે. એ બધાના પરિણામમા આજે માનવસમાજની નીતિ એક મોટો કોયડો બની છે. સરકાર સમાજ કે ધર્મ એ કોયડો ઉકેલી શક્યાં નથી. માનસવિજ્ઞાને શરમ, સંકોચ, કે બીક છોડી એ બધી વાતો છૂટથી તપાસી નીતિમાન મનુષ્યના નીતિના કોયડાને છણવો પડશે, અને પોતાની રીતે નીતિની ગૂંચનો વૈજ્ઞાનિક ઉકેલ આપવો પડશે એમ જાહેર કર્યું છે.

માનસવિજ્ઞાને નીતિશાસ્ત્રમાં માથું મારવાનું કોઇ કારણ!

કારણ નીતિશાસ્ત્ર અને માનસવિજ્ઞાનનાં મૂળ એક છે પ્રદેશ એક છે, એ બેની અથડામણમાથી એક પરિણામી વિજ્ઞાન બનવાનું છે, તેજ સાચું વિજ્ઞાન હશે.

માનસની એકેએક ક્રિયાના મૂળમાં જે છે તે જુઓ, જેવું છે તેવું જુઓ, અને જેઇને આપણા જીવનમાંથી એના અર્થ માગો. એ બધા નીતિમાનોએ કરેલા અર્થો છે. એમાંના ઘણા અર્થો અનર્થોના મૂળ છે—હેતુનિયતથી અને મનુષ્યના અજ્ઞાનથી જન્મતા ઘાતકીપણાથી ભરેલા છે એટલે જીવનપર રચાયલું આજનું માનસવિજ્ઞાન નીતિના પ્રદેશમા આવી પડે છે, અને એ પ્રદેશપર પોતાનો પ્રકાશ ફેંકવાની એને ફરજ પડે છે, કારણ કોઇપણ વિજ્ઞાન મનુષ્યના સંબંધોના ઉકેલથી અળગું રહી શકતું નથી, માનસવિજ્ઞાન તો રહી શકેજ નહીં.

(૨)

માનસરોગના મૂળમાં જતાં નીતિના પ્રદેશમા ઉતરી પડાય છે.

ફરજની નીતિને આત્મરક્ષણની અથડામણમાંથી આઘાત થાય છે ને બીક લાગે છે, ને બીકના ઓછાવત્તા ભારથી નાની મોટી બિમાર પરિસ્થિતિ આવી લાગે છે.

જાતીય આવેગો સાથે જાતીય નીતિની ભાવના અથડાય છે. જાતીય આવેગને અંગે મૂકાયલા સંકોચો અને મર્યાદાઓ ઓડાં આવે છે. પરિણામે સખત માથું દુઃખવું, ફીટ આવવી, કમરમાં દુખાવો થવો, અને હાથપગ રહી જવા જેવા તથા ઉંઘમા બોલવા ચાલવા જેવા અનેક રોગો જન્મે છે, એટલે એક વાત સ્પષ્ટ થાય છે કે માનસ બિમારીના મૂળમા આવેગના આવિષ્કાર સાથે અથડાતી નીતિની ભાવનાઓ હોય છે. એથી માનસ બિમારીની માવજત કરવા નીકળેલા કોઇપણ ચિકિત્સકની સામે જવાબ માગતા નૈતિક સવાલો ખડા થાય છે.

અને એ ઉપરાંત પણ અત્યંત આવેશના, ચોરીના, લૂંટના, ખુનામરકીના, જાતીય વિકૃતિના, મિથ્યાભિમાનના, આત્મલઘુતાના, અને એવા અનેક પ્રશ્નો જે એક કે બીજી માનસ બિમારી છે અને જેની પરિચર્યા માટે માનસ ચિકિત્સકની જરૂર છે તેવા પ્રશ્નો પર નીતિ પણ પોતાનો દાવો રાખે છે, એ પ્રશ્નોને નીતિ પોતાના પ્રદેશનાજ ગણે છે, અને નીતિમાનો એવા પ્રશ્નો સાથે નૈતિક દૃષ્ટિએ વર્તાવ કરવાનો પોતાનો દાવો રજુ કરે છે.

ત્યારે એવા સામાન્ય પ્રશ્નો હાથમાં કોણ ધરશે? જે સવાલોને માનસ વૈજ્ઞાનિક અને નીતિમાન બન્ને પોતાના કરે છે તેવા પ્રશ્નોને એ બેમાથી કોણ હાથ ધરશે!

નીતિમાન હોવાનો દાવો કરનારાઓએ વિજ્ઞાનથી વેગળા રહી બિમાર માનવજાતની સેવા કરવાની લાયકાત ગુમાવી છે. નીતિમાન હોવાનો દાવો કરનારા સાધુસંતોએ રોગોને દોષ બનાવી અને તેમને ભડકાવનાર પાપ માની અનેક ઉંટવૈદા કર્યાં છે તથા નીતિના કડક નિયમોની ચોકી બેસાડી જ્યાં રોગ કે બિમારીનો સંભવ ન હોય ત્યાં અનેક રોગો ઉભા કર્યાં છે.

દરદી, ધર્માચાર્ય કે નીતિમાનને શરણે જવા કરતાં, પાપી કે દુરાત્મા ગણાવા કરતા, પ્રાયશ્ચિતો કે આત્મલઘુતાના અપમાનો સહન કરવા કરતાં કોઇ માનસ ચિકિત્સક કે વૈજ્ઞાનિકની સલાહ લેવાનું વધારે પસંદ કરે છે.

લોક, માનસ-આવેગોના સાદા કે વિકૃત સ્વરૂપોથી ગભરાઇ ઉઠે છે, મોટો ભ્રષ્ટાચાર થઇ ગયો એમ માની બેસે છે, કોઇ ઉત્પાત થઈ ગયો એમ માની થથરી ઊઠે છે તેવાં કોઇપણ કાયર

સ્ત્રી પુરૂષો ગમે તેવાં નીતિમાનો ગણાતાં હોય તોય પોતેજ માનસ બિમારીનાં ભોગ બનેલાં છે. એવાંના હાથમાં કોઇ દરદી સલામત નથી, એવાં લોકો પોતેજ દરદીઓ છે અને કોઇ માનસ ચિકિત્સાલયમાં રહેવાને લાયક છે.

અત્યારસુધીનો અનુભવ બતાવે છે કે નીતિ વિચારણા માણસ જાતને નીરોગી કરવા ગોગ્યતલી નથી પણ રોગી બનાવવા માટેજ વપરાઇ છે, એ પણ જણાયું છે કે નીતિમાનોએ અત્યારસુધીમાં બિમારીના કેસ સુધાર્યા નથી પણ બિમારીને પાપી કે ભયંકર માની ઘણા રોગીઓની બિમારીને વધારી મૂકી છે કે અસાધ્ય બનાવી દીધી છે. આપણા દરદોને હાથ ધરવા માનસ વૈજ્ઞાનિક કે જેને મન કોઇ પાપી કે દૂષિત નથી તેજ લાયક છે અને આપણાં દરદોનો ઉકેલ લાવવા માનસવિજ્ઞાન કે જેની નજરમાં કોઇ પાપ કે દોષ નથી તેજ સૌથી વધારે લાયક છે. માનસ વિજ્ઞાન નીતિનો એ રીતે ઉકેલ માગે છે. એ રીત નવી છે તોય ઘણી જૂની છે. જૂની છે કારણ કે એ રીતે માણસજાત તરફ સહાનુભૂતિવાળી કોઇ છૂટી છવાઇ વ્યક્તિઓએ માણસના દરદોને પાપ માન્યા વિના કે ધિક્કારની લાગણી રાખ્યા વિના હાથ ધર્યાં છે અને એ રીત નવી છે કારણ આજનું નવીન માનસવિજ્ઞાન મનુષ્યના દરદોને સહાનુભૂતિથી વ્યવસ્થિત રીતે-વિજ્ઞાનની ઘટનાયુક્ત રીતે જોવા કે ઉકેલવા માગે છે.

એ રીતે જોનાર કે ઉકેલનાર માનસવૈજ્ઞાનિકને મન કોઇ દૂષિત કે પાપી નથી, એવો માનસ વૈજ્ઞાનિક દરદના કોઇ પણ પ્રકારથી ડરતો કે ભડકતો નથી, એવો વૈજ્ઞાનિક કોઇ દરદીને પ્રાયશ્ચિત કે દપકો આપવા લાયક ગણતોજ નથી પણ રોગ કે દરદના કારણો શોધે છે.

દરદનાં કારણોની શોધ માટે માનસવિજ્ઞાન ચિકિત્સાની (psycho-therapy) યોજના મૂકે છે.

માનસ ચિકિત્સા રોગના કે કોઇ પણ દરદના મૂળમાં એક કે બીજા આવેગના મૂળમાં ડમાયલી કે દમાયલી લાગણીને શોધી કાઢે છે. અનીતિ જેવો કોઇ ખાસ રોગ છેજ નહીં. જેને આજે અનીતિના નામથી ઓળખવામાં આવે છે તે એક કે બીજું માનસ દરદ છે. એ દરદનું નિદાન કોઇ વ્યક્તિનો દોષ નથી એ દરદના મૂળમાં ડમાયલો આવેગ હોય છે અને તેના આવિષ્કારોમાં કોઇ જીવનવેગની લાગણીનું દમન હોય છે.

ખરાબ સ્વભાવો, અસામાજિક ટેવો, જાતીય વિકૃતિઓ, અને પવિત્ર બનેલી બીકોના વ્હેમો એ વિના બીજી કોઇ અનીતિ નથી અને એકેએક અનીતિનો પ્રકાર આજની ઝેરી સમાજરચનાનું દરદ છે. એ દરદને માટે એક કે બીજી વ્યક્તિ જવાબદાર નથી પણ આખો સમાજ છે. એનો ઉપાય વ્યક્તિ કે સમાજને દંડવામાં નથી, પણ રોગી સમાજરચનાને બદલવામાં છે.

એ રોગી સમાજરચનાને બદલવા માટે, આજનું આર્થિક ધોરણ બદલાવુંજ જોઇશે, અને આજની આર્થિક અસમાનતા એ રોગ માત્રનું કારણ છે એવી અર્થશાસ્ત્રની વાતો સાચી છે, અને મનુષ્યે તંદુરસ્ત થવું જોઇએ, શરીર અને મન નીરોગી ને સ્વચ્છ જોઇએ એવી એવી સમાજનીતિની, આ જોઇએ અને તે જોઇએ એવી વાતો પણ એટલીજ સાચી છે, તોય અસમાનતા કેમ જતી નથી ? આરોગ્ય કેમ આવતું નથી ?

માનસ ચિકિત્સાશાસ્ત્ર ( psycho-therapy ) આજના માનવસમાજની ગ્રંથિઓ ઉકેલી અવાજ કરે છે કે એ સર્વના

કારણમાં મનુષ્યનું માનવજીવન તરફનું વલણ ( attitude ) વ્હેમી, બીકણ, ને ઝેરી રાખવામાં આવ્યું છે. એ વ્હેમ અને બીકનું ઝેર રેડી સમાજને રોગી રાખવાનું માન દરેક યુગના મૂડીખર શોષક કે સત્તાવાળા વર્ગને ધરે છે. આજે એ શોષણ શમ્યું નથી, ઉલટું આજની એ પરિસ્થિતિ વધારે ઉગ્ર બની છે.

આજની એ ઉગ્ર પરિસ્થિતિ આપણને વિચાર કરતાં કરી આપણી પાસે પ્રશ્ન પૂછાવે છે કે મનુષ્યનું જીવન તરફનું વલણ નિર્ભય કે સકારણ બનાવવાનો કોઇ ઉપાય છે કે નહીં ? એના જવાબમાં આખું નવીન માનસવિજ્ઞાન સાંપડ્યું છે. છેલ્લા બે દસકાથી મનુષ્યના જીવન તરફના વલણની ચોંકાવનારી વાતો અને તેના ઉપાય, તે, માનવસમાજ સમક્ષ મૂકી રહ્યું છે. મનુષ્યને નીતિમાન થવાના સાચા વિજ્ઞાનની નિર્ભય અને સકારણ વિચારણા માનવસમાજના મર્યાદિત ઇતિહાસમાં આ પહેલી વાર કાં ન હોય ?

માનસવિજ્ઞાનના સિદ્ધાંતોનો ઉપહાસ કરતી હોય કે ઉવેખતી હોય એવી નીતિની કોઇપણ ભાવના નીતિ નથી, નીતિનો રોગ છે. એવી ગાડીઘેલી પ્રાથમિક દશાની નીતિને સકારણ બનાવવા નીતિની અત્યારસુધીની વિચારણા પાસે જે હતી નહીં તેવી અત્યંત અગત્યની માનસચિકિત્સા નામની વાત નવીન માનસવિજ્ઞાને જગત સમક્ષ ધરી છે.

મનુષ્યના જીવન તરફના વલણને સકારણ ( Rational ) ને નિર્ભય બનાવી અનીતિના મૂળમાં ઘા કરી ઝેરી સમાજરચનાને પલટી આરોગ્યવાળા અને સમાનતા પર નભતા તંદુરસ્ત સમાજનું સર્જન કરે તેવી દૃષ્ટિ દેનાર માનસચિકિત્સા શું છે અને નીતિના

આજના રોગી તરંગોનો નિકાલ કરી મનુષ્યને જીવવાની નીરોગી દૃષ્ટિ દેનાર નવીન માનસવિજ્ઞાને માનવસમાજની નીતિને કેવી નવી રીતે ઉકેલી છે તે વાત આપણે વિચાર રોકે છે.

માનમચિકિત્સા અથવા આત્મદર્શન અને તે પરથી ઉતરી આવતી નીતિની માનસવૈજ્ઞાનિક દૃષ્ટિની વાત કરતા પહેલા ભૂતકાળની રૂઢ નીતિએ ઉપજાવેલી થોડીક માન્યતાઓમાંથી આપણે મુક્ત થવાની વાત કરવી જોઇએ, કારણ એવી કેટલીક વધારે પડતી વ્હેમી માન્યતાઓની મુકિત પર આત્મદર્શનની સફળતા અવલંબે છે.

પહેલી વાત મનુષ્યની નીતિમા જોખદાર ગણતી અથવા નીતિના નિયમો પ્રમાણે ચાલતી કુદરતની ગતિની વાત છે.

નીતિ એટલે મનુષ્ય મનુષ્યનો ન્યાયી સંબંધ, એ હોય તો તેવો સંબંધ મનુષ્ય મનુષ્ય વચ્ચેજ સંભવી શકે. એવા સંબંધનું મિથ્યા આરોપણ કુદરતના બનાવોમા કરવું ઘટતુ નથી. ઉપરથી પડતા નળિયાને, પવનના તોફાનને, વિજળીના કડાકાને, પાણીના પૂરને કે ધરતીકંપને કાર્યકારણની દૃષ્ટિએ મનુષ્યના નીતિમાન કે અનીતિમાન કાર્યો સાથે કોઇ જાતનો સંબંધ નથી.

<u>નીતિ એતો</u> મનુષ્યે પોતપોતાના સંબંધના સ્વરૂપનો યોજેલો એક શબ્દ માત્ર છે. એ શબ્દની અપેક્ષાએ મનુષ્યને આપણે જરૂર નીતિમાન કે અનીતમાન કહી શકીએ પણ એવોજ શબ્દ કુદરતના બનાવો અને મનુષ્ય કે સમાજની ક્રિયા સાથે ન યોજી શકાય. એવો શબ્દપ્રયોગ નીતિની બાબતમાં આપણું અજ્ઞાન કે નીતિની વિચારણાનો ઉપહાસજ સૂચવે છે. કુદરત કે કુદરતનો એક પણ બનાવ નીતિમાન કે અનીતિમાન નથી, વિનીતિમાન ( a-moral ) છે.

ચોર ચોરી કરીને જતો હતો ને એના માથાપર વિજળી પડી, ગામમાં એક ખાટકીની દુકાન હતી નદીના પૂરથી આખું ગામ તણાઇ ગયું, આખા દેશી મનુષ્યના એક ભાગને અસ્પૃશ્ય રાખી તેના પર અનેક સિતમો વરસાવ્યા હતા અને બિહારમાં કંપ થયો. એવી એવી વાતો કાર્યકારણની દૃષ્ટિએ નીતિ—મનુષ્ય મનુષ્યના સંબંધની દૃષ્ટિએ નજ જોડી શકાય. મનુષ્ય મનુષ્યના ન્યાયી, કે અન્યાયી સંબંધ સાથે કુદરતના કોઇ પણ બનાવને કંઇજ લાગતું વળગતું નથી. જેને આપણે ન્યાય કે સમાનતા કહીએ છીએ એવી એવી નીતિની કોઇપણ ભાવના કુદરતની ક્રિયાઓમાં સંભવી શકતીજ નથી. જેનો સંભવ નથી તેનું આરોપણ કરવામાં આપણી બાલિશતા કે આપણા મનની તરંગી વૃત્તિ કામ કરતી હોય છે.

નીતિની એટલે મનુષ્ય મનુષ્યના સંબંધનો કાર્યકારણ સાથે જોડાતી એવી એક બીજી અસંગતતા " જે થાય છે તે સારાને માટે થાય છે–અથવા ન્યાયી થાય છે, કારણ બધું પ્રભુની ઇચ્છાથી થાય છે " એમ વિચારવાની જંગલી ટેવમાં છે. એવી ટેવ જંગલી છે કારણ જંગલના અનેક ભયોની વચ્ચે જીવતા જંગલના મનુષ્યની સ્થિતિમાં ભયની સામે ખોટા આત્મસંતોષથી ટકી રહેવા માટે જંગલની પરિસ્થિતિમાં જીવતા જંગલના પ્રાથમિક દશાના મનુષ્યને એવી બીજી બાલિશ કે તરંગી રીતે વિચારવાની ટેવ પડી ગઇ છે. એવી તરંગી ટેવ હજુ આપણામાં છે કારણકે એ ટેવને કાઢી નાખવાનું આપણને કોઇએ કહ્યું નથી અને જે ભયો વચ્ચે જંગલનો મનુષ્ય જીવતો હતો તેજ ભયો નહીં તોપણ જૂદી જાતના અને નવી જાતના ભયો વચ્ચે આજનો મનુષ્ય ધડકતે હૃદયે જીવી રહ્યો છે.

એવીજ એક ત્રીજી વાત છે. એ ત્રીજી વાત એક મોટું જૂઠાણું હોવા છતાં અનેક કર્મના કાયદાના નામોમાં ઓળખાવવામાં

આવે છે અને કાયદા કે નિયમનું લક્ષણ નહીં જાણનાર એવો આપણા સમાજનો મોટોભાગ તેવી વાતને સારા નિયમ તરીકે સ્વીકારી લે છે.

એ વાત ગયા જન્મના અથવા પહેલાં કરેલાં કર્મનાં ફળ છે. મનુષ્ય-મનુષ્યનો સંબંધ કે જે બહારના અને અંદરના સંજોગો (environments) નક્કી કરે છે તે સમજાવવાને બદલે આપણું તરંગી મન આ જીવન પહેલાના પૂર્વ જન્મોના તરંગોમાં દોડી જાય છે.

કોઇ સુખીને જોતાં તેના પૂર્વ જન્મનાં પુણ્ય ને કોઇ દુઃખીને જોતા તેના પૂર્વજન્મનાં પાપ આપણી સડી ગએલી નીતિની ભાવના સંભારે છે. એવી બાલિશ ને તરંગી વાતો અને તેમાં આપણી ભોળી કે મૂર્ખ માન્યતા આપણને મનુષ્ય મનુષ્યના સંબંધમાં કામ કરતો કાર્યકારણનો નિયમ સમજવા દેતી નથી.

એ બધી તરંગી ભાવનાઓના નાશપર નીતિની શુદ્ધ વૈજ્ઞાનિક દષ્ટિ ઉભી છે. એ દષ્ટિ એમ ભારપૂર્વક કહે છે કે કોઇપણ કાર્યનું કારણ તેના સંજોગો હોય છે. એ સંજોગો (environments) ઉપર આજનું વિજ્ઞાન મનુષ્ય-મનુષ્ય સંબંધને એટલે નીતિના પ્રશ્નને ઉકેલવા માગે છે ને સંજોગોની સુધારણા પર ભાર મૂકી મનુષ્ય—મનુષ્યના સંબંધોને એટલે મનુષ્યની નીતિરીતિને સુધારવા માગે છે.

માનસ ચિકિત્સા જે નીતિશોધનનું પહેલું પગથિયું છે તે એ સંજોગોના અજમાયશથી શરૂઆત કરે છે. એવી શરૂઆતમાંજ સૌને સમજાય તેવી એક વાત સ્પષ્ટ થાયછે કે મનુષ્ય પાપી નથી,

દોષ કરવાના સ્વભાવવાળો નથી અને શરીર કે મનનો ધર્મ રોગી બનવાનો નહીં પણ આરોગ્ય ભોગવવાનો છે. પાપ કે દોષ, ગુનો કે અપરાધ, એ કોઈપણ વૈજ્ઞાનિક વિચારણાના શબ્દો નથી. માનસ વિજ્ઞાનના તો નહીં જ. પાપ, દોષ, ગુનો, અપરાધ એ જ્ઞાનના અંધાર કાળના જંગલી દશાના શબ્દો છે. વિજ્ઞાન એને ભૂંસી નાખવા માગે છે અને સંજોગોની સ્પષ્ટતાથી સમજ કે જ્ઞાનને ઉત્તેજિત કરી મનુષ્ય મનુષ્યના સંબંધ સમજવા અને સુધારવા માગે છે.

મનુષ્ય મનુષ્યનો આકરો સંબંધ ટકાવી રાખવાની અસરવાળાં જૂનાં શાસ્ત્રો ઇચ્છાશક્તિ અને ઇચ્છાશક્તિની સ્વતંત્રતા પર ઉભાં થયાં હતાં. સાપેક્ષવાદવાળા નવા શાસ્ત્રોએ ઇચ્છાશક્તિને જૂની વિચારણાના તરંગ તરીકે બતાવી જાહેર કર્યું છે કે સંજોગોથી સ્વતંત્ર એવી કોઈ ઇચ્છાશક્તિ નથી.

નવી વિચારણામાં ઇચ્છાશક્તિ પોતાના માનીતા સ્થાન પરથી ઉતરી જાય છે અને સંજોગો વધારે અગત્યના અને મનુષ્યની ક્રિયા માટે જવાબદાર બને છે અને નવી જવાબદારીમાં મનુષ્ય દોષિત કે પાપી, અપરાધી કે ગુનેગાર મટી જાય છે. અનીતિના બધા પ્રશ્નોના મૂળમાં મનુષ્યની સ્વતંત્ર ઇચ્છાશક્તિ નહીં પણ સંજોગો કારણભૂત હતા અને બધી રીતે મનુષ્યને જવાબદાર ગણીને તેને અપરાધી લેખી દંડનાર સૌ કોઈ નિર્દોષોનાં ઘાતક તરીકે પૂરવાર થાય છે. મનુષ્ય ચોરી કે લૂંટ શું કામ કરે છે! મારફાડ કે ખુનામરકી શું કામ કરે છે! અને અત્યાચાર-કે-વ્યભિચાર શું કામ કરે છે! એ સર્વ પ્રશ્નોનો જવાબ એકજ છે. એ જવાબ મનુષ્યના સંજોગો છે.

આટલી વાત પછી નીતિના કોયડાના ઉકેલ માટે આપણે સીધા માનસચિકિત્સામાં ઉતરી પડીએ તો આપણને મૂળમાં બેજ તત્ત્વો જડે છે. એક આવેગ ( instinct ) અને બીજું સંજોગ ( environment ) આવેગ માત્ર બે છે. એક સ્વરક્ષણનો ( ego ) અને બીજા જાતીય રક્ષણનો ( sex ) અને સંજોગો અનેક છે. આ સ્થળે એના લંબાણને અવકાશ નથી.

એ બે પરથી પરિણામે આપણને જણાય છે તેવા જેને આપણે લાગણી, સ્વભાવ, ગ્રંથિઓ અને એ સૌના પરિણામ રૂપ માનસિક વલણ ( attitude ) એવા અનેક તત્ત્વો દેખા દે છે. પણ એ સૌનો વિચાર કરતા આપણે ન ભૂલીએ કે મૂળમાં બેજ વસ્તુ છેઃ એક ( instinct ) આવેગ અને બીજું સંજોગ ( environment )

લાગણી( sentiment ) ના મૂળમાં અનેક માનમ દ્રવ્યોના સારાનરસાં ઝૂમખા હોય છે. એ સૌની પરિણામી અસરરૂપ લાગણી વ્યક્ત થાય છે.

સ્વભાવ (disposition) અને લાગણીમાં ઝાઝો ફેર ન છતા સ્વભાવને આપણે વધારે બહોળા સ્વરૂપમાં ઓળખીએ છીએ. લાગણી સ્વભાવનું એક અગ માત્ર છે.

પણ અગત્યનું માનસતત્ત્વ ગ્રન્થિ (complex) છે.

એ ગ્રન્થિનો જરૂર પૂરતો ખ્યાલ આપણે આગળ લીધો છે. દમનમાથી જનમતી ગ્રન્થિઓ નીતિ અનીતિના ઘણા ઉકેલો આપે છે અને કોઈ પણ ગ્રન્થિના મૂળમાં રહેલા સંજોગો માનસચિકિત્સાની રીતે નીતિનો ઉકેલ આપવા આપણું સૌથી વધારે ધ્યાન ખેંચે છે.

સંજોગોએ અંતરજળેલો, રૂંધેલો, તિરસ્કારેલો, આવેગ, દમન પામી ગ્રન્થિઓમાં પરિણામ પામે છે. પછી એ ગ્રન્થિઓ જીવનની એકેએક પળે બહાર આવવા આવિષ્કાર માગતી ઉભીજ હોય છે. અજ્ઞાત મનની ભાષામાં એ જૂદી જૂદી ગ્રન્થિઓ સ્વપ્ન દ્વારા, ચિત્તભ્રમના પ્રકારોમાં, અને ગાંડપણમાં કાન ફોડી નાખે તેવા અવાજો કરતી હોય છે. અનીતિ પણ એવો એક અવાજ છે. અંધારા ભૂતકાળમાં ચિત્તભ્રમ કે ગાંડપણનો એકેએક પ્રકાર અનીતિ મનાઇ ચૂક્યો છે અને ધાતકી રીતે દંડાઇ ચૂક્યો છે.

એ રીતે પૃથક્કરણ કરતાં આપણને જણાય છે કે જેને આજે આપણે અનીતિના નામથી ઓળખીએ છીએ તેવી ક્રિયાનો એકેએક પ્રકાર કલહ ( conflict ) માથી ઉભો થયો છે અને કોઇપણ કલહ આવેગોનો આવિષ્કાર અને સંજોગો વચ્ચેનો કલહ હોય છે.

એવા કલહના મૂળ ઉંડાં ને અજ્ઞાત (unconscious) હોવાથી જેને આપણે ઇચ્છાશક્તિ (will) કહીએ છીએ તેવા ઇચ્છાશક્તિવાળો મનુષ્ય સંજોગોને બદલ્યા વિના ઇચ્છાશક્તિથી કંઇજ કરી શકતો નથી.

આ સ્થળે આપણે સંજોગ શબ્દને સહેજ વધારે સ્પષ્ટ કરવો જોઇશે. સંજોગ કે સંજોગો સમાજરચનાનાં પરિણામ હોઇ સમાજરચના બદલાયા વિના બદલી શકાતો નથી. આજની બધી અનીતિઓ માટે આજની સમાજરચના જવાબદાર છે. એ સમાજરચનાના સંજોગોને બદલવા સમાજરચના બદલાવી જોઇએ એ વિષયની ચર્ચા માનસવિજ્ઞાન અને મનુષ્યસમાજ નામના પ્રકરણમાં આપણે સ્વતંત્ર રીતે કરવી જોઇશે.

અંતમાં આપણે યાદ કરીને અટકીએ કે અનીતિનો એકેએક દાખલો માનસરોગ છે. શારીરિક રોગની જેમ માનસરોગ પણ એક રોગ છે અને શારીરિક રોગનાં મૂળની જેમ માનસના રોગનાં મૂળ પણ સંજોગોમાં હોય છે.

એવા રોગને આપણે બે ભાગમાં વહેંચી શકીએ, શારીરિક અને માનસિક. શારીરિક કે માનસિક કોઇપણ રોગનાં મૂળ સંજોગ અને આવેગના કલહમાં છે એમ સ્વીકાર્યા પછી એ બન્ને રોગોના પાછા બીજા બે વિભાગ કરી શકીએ.

અજ્ઞાત કારણોવાળા રોગ અને બીજા જ્ઞાત કારણોવાળા રોગ. શરીરની જેમ મનના ઘણા રોગના કારણ અજ્ઞાત હોય છે. એ અજ્ઞાત કારણોનાં મૂળ અજ્ઞાત મનની ગ્રન્થિઓમાં હોઈ આપણને સહેલાઇથી તે હાથ લાગતા નથી. જેમા કારણ આપણને જલદીથી જડી જાય છે તેવા રોગોના ઉપાય પણ જલદીથી જડે છે, પણ ઘણી જાતની માનસ બિમારીના કારણો જડતાં નથી અને જડે છે તો તે કારણો દમાયા વિના રોગ જતો નથી.

એવા અનીતિ મનાતા માનસરોગમાં બે મુખ્ય હોય છે. એક ખરાબ સ્વભાવ અને બીજો જાતીય વિકૃતિ. ઘણીવાર બને સાથે હોય છે. એવા કોઇપણ રોગનાં મૂળ શોધ્યા વિના ઉપાય માત્ર અશકય છે, અને એવાં મૂળનો નાશ કર્યા વિના આરોગ્ય અશકય છે. એ મૂળ આજની સમાજરચનામાં હોય તો એ સમાજરચના બદલ્યેજ છૂટકો.

પણ એ સમાજ રચના બદલાય ત્યાંસુધી માનસરોગ કે વિકૃતિઓ તરફ આપણું વલણ વૈજ્ઞાનિકનું હોવું જોઇશે. વિકૃતિઓના

ઉકેલ અર્થે, પ્રાથમિક દશાની સૂગ, નીતિના વ્હેમો, અનીતિને દંડવાનો જંગલી આવેગ અને બિમારીના કોઈપણ સ્વરૂપને પાપ કે ગુન્હો કહી વગોવવાનો આપણો ગંદવાડ જવોજ જોઇશે. આપણા આજના નીતિમાનોએ એ બધું છોડી અનીતિના ઉકેલ માટે, આજની સમાજ રચનાનો ઉંડાણથી અભ્યાસ કરવો જોઇશે, રોગ માત્રના મૂળ સંજોગોને સમજવા જોઇશે, માનસતંત્રના નિયમોથી વાકેફ થવું જોઇશે, અને પછી સમાજની પ્રયોગશાળામાં ધડાકા ભડાકાથી બીધા વિના મનુષ્યમાત્ર તરફની સમાન અને સહૃદય મહાનુભૂતિ તથા મનુષ્યત્વ તરફના સરખા માન સામે વૈજ્ઞાનિકની ધીરજ ને હિંમતથી બેસવું પડશે. વ્હેમો પર નભવાનો, ઉશ્કેરાઇ જવાનો, પવિત્ર બીકોના ભય ને તરંગોની લાલચોપર ગાડું ગબડાવ્યે રાખવાનો જમાનો હવે અંત પામે છે અને નવો યુગ પોતાને નહીં સમજનાર અને વ્હેમોને નહીં છોડનાર સર્વ કાયરતાઓ અને બુદ્ધિની જડતાઓનો વિનાશ પુકારે છે નીતિમાનોએ સમયને સમજી જઇ સૌથી પહેલાં પોતાની જાતને જોવી જોઇશે અને પછીજ ભેદભાવ અને વ્હેમ વિના પવિત્ર બીકો (Taboo) અને ભૂતકાળની મેલી આરાધનાઓ (Totem) ને છોડી મનુષ્ય મનુષ્યનો સંબંધ સમાનતાના ધોરણે સુધારવા આગળ આવવું જોઇશે.



# માનસવિજ્ઞાન અને સમાજરચના

**એવી** એક પણ શાસ્ત્રની જાત નથી, એવો એક વિજ્ઞાનનો પ્રકાર નથી અને એવો એક પણ ચિંતનનો વિભાગ નથી કે જેનું જેવું છે તેવું અસ્તિત્વ મનુષ્યની અપેક્ષાએ—મનુષ્ય અનુલક્ષીને ન હોય.

અર્થશાસ્ત્ર કે ખગોળશાસ્ત્ર, સૌંદર્યશાસ્ત્ર કે ભૂસ્તરશાસ્ત્ર, ભૌતિકવિજ્ઞાન કે શરીરવિજ્ઞાન તથા માનસવિજ્ઞાન એ સૌને મનુષ્ય સાથે સીધો સંબંધ છે. મનુષ્ય સાથેના સંબંધની અપેક્ષાએ આજનું કોઇપણ શાસ્ત્ર કે વિજ્ઞાન અસ્તિત્વમાં આવ્યું છે કે ટકી રહ્યું છે. મનુષ્ય સાથેના સંબંધથી મુકત થતા કોઇપણ શાસ્ત્ર વિરામ પામે છે, કે વિતંડાવાદ બની મિથ્યાશ્રયમાં પરિણામ પામી શમી જાય છે.

એટલે જ આપણે કોઇપણ શાસ્ત્ર કે વિજ્ઞાનના અસ્તિત્વના આવશ્યક લક્ષણ તરીકે એક વાત વિના સંકોચે ગણાવી શકીએ કે કોઇપણ શાસ્ત્ર કે વિજ્ઞાને પોતાની જાત, મનુષ્ય સમજી શકે તેવી ભાષામા સ્પષ્ટ કરવી જોઇએ તથા કોઇપણ વિજ્ઞાન કે શાસ્ત્રે મનુષ્ય મનુષ્યના સંબંધ પર શોધક પ્રકાશ નાખી મનુષ્યના અસ્તિત્વની

એક કે બીજી બાજુ સ્પષ્ટ કરવી જોઇએ. જે વિજ્ઞાન એ ન કરી શકે તે વિજ્ઞાન મનુષ્યના જગતમાં ન ટકી શકે. માનસવિજ્ઞાને એ કારણથી આ લક્ષણ બતાવી આપવું જોઇએ. માનસવિજ્ઞાને મનુષ્ય મનુષ્યના સંબંધની કોઈ બાજુ સ્પષ્ટ કરવી જોઇએ જ. માનસવિજ્ઞાન એમ કરવાનું વચન આપે છે.

જ્યાં જ્યાં મન હોય છે ત્યાં ત્યાં આત્મરક્ષણ અને જાતીય રક્ષણના આવેગો હોય છે ખરા, પણ જ્યાં જ્યાં મન હોય છે ત્યાં ત્યાં મનુષ્યની દૃષ્ટિએ બંધાયેલું માનસવિજ્ઞાન શોધવાની જરૂર નથી પડતી. નાનામાં નાના જંતુથી માંડીને એકેએક પશુ પક્ષીને મનુષ્ય સુધી મન હોય છે. પણ કીડી કે કાનખજુરાની કે કૂતરા કે વાંદરાની દૃષ્ટિએ માનસવિજ્ઞાન રચવાની જરૂર નથી જણાઇ. એકલા મનુષ્યની દૃષ્ટિએ એકેએક સમયમાં એ આવશ્યકતા અનિવાર્ય લાગી છે. આજનું નવીન માનસવિજ્ઞાન એ આવશ્યકતાના જવાબની નમ્ર શરૂઆત કહેવાય.

નાનામાં નાના જંતુમાં, એકેએક પશુપક્ષીમાં, એકેએક નાના-મોટા ભૂચર, જળચર કે ખેચરમાં મન હોય છે. જ્યાં મન હોય છે ત્યાં એકેએક મનોવ્યાપારનો પાયો આત્મરક્ષણ કે જાતીય રક્ષણમાં કે બન્નેમાં હોય છે. એ રીતે પ્રાણીમાત્ર એક છે. મનુષ્ય એમાં અપવાદ નથી. પણ બીજાં પ્રાણીઓ સાથે મૂળનું આ સામ્ય છતાં મનુષ્ય એ સૌથી એક રીતે જુદો પડે છે. એ જુદાઇ પ્રકારમાં નથી, પ્રમાણમાં છે. મનુષ્ય બુદ્ધિમાન પ્રાણી છે. બુદ્ધિને લીધે મનુષ્ય બીજા કોઇપણ પ્રાણી કરતાં વસ્તુને સારી સમજી શકે છે, અને બીજા કોઇપણ પ્રાણી કરતાં વધારે સારી રીતે વિવેક કરી શકે છે.

આ કારણથી મૂળમાં એક છતાં મનુષ્યનું દર્શન અને મનુષ્યની વિચારશક્તિ મનુષ્યના મનોવ્યાપારને વધારે સૂક્ષ્મ તંત્રવાળા બનાવે

છે. એ જ કારણથી મનુષ્યના મનુષ્ય સાથેના, જગત સાથેના, એકેએક પ્રાણી કે પદાર્થ સાથેના સંબંધ, વધારે ગૂઢ, વધારે સૂક્ષ્મ અને વધારે ઊંડા બને છે.

બીજાં પ્રાણીઓની ક્રિયા કેવળ ખાવાપીવાની અને પ્રજોત્પત્તિની જ હોય છે. મનુષ્ય ખાતો પીતો ને પ્રજોત્પત્તિ કરતો છતાં એના આત્મરક્ષણના પ્રકારો તરેહવાર ને બુદ્ધિગમ્ય હોય છે તથા એનાં સર્જનો વધારે બારીક અને વિવિધ પ્રકારના હોય છે. મનુષ્યના મનોવ્યાપારે રચેલું મોટું વિશાળતંત્ર જૂદી જૂદી રીતે સમાજ માગે છે. મનુષ્ય આત્મદર્શન કરવાના પણ સ્વભાવવાળો હોય છે. મનુષ્યમાં દ્રષ્ટા બનવાનુ અને અનુભવથી શીખવાનું સામર્થ્ય હોય છે. એજ વિશિષ્ટતાઓને લીધે મનુષ્ય શાસ્ત્રો રચે છે, વિજ્ઞાનો રચે છે, એક પછી એક રહસ્યો ઉકેલતો જાય છે. સમાજનીતિ અને રાજ્યનીતિ ઘડે છે, ઈતિહાસ રચે છે, સંસ્કૃતિ સ્થાપે છે. એવા મનુષ્યે આજે મનોવિજ્ઞાન રચ્યુ છે. એ વિજ્ઞાને મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધો પર શો પ્રકાશ નાખ્યો છે તે આપણે જોઇએ.

નવીન માનસવિજ્ઞાને મનુષ્યના મનુષ્ય સાથેના અને મનુષ્યે ઊભી કરેલી અનેક સંસ્થાઓ સાથેના સંબંધો સ્પષ્ટ કરતાં આરોપણના[1], દમનના[2], કારણવાદના[3] તથા વિશ્લેષણના[4] અનેક પ્રકારો સમજાવ્યા છે. મનુષ્યના આવેગના આવિષ્કારની ગતિ, માર્ગમા આવતા અવરોધો,[5], તથા પરિણામે થતું ઘર્ષણ[6] સ્પષ્ટ કર્યાં છે. એ બધી સ્પષ્ટતા થતાજ માનવજીવનમાં ભરાઈ ગએલી અનેક ભૂતાવળોને, ભ્રમોને, વહેમોને, ભયોને, ચમત્કારોને, જાદુઓને, ખુલ્લા પાડયા છે.

1 Projecton 2 Repression 3 Rationalisation 4 Dissociation 5 Obstruction 6 Conflict

આજસુધી જ્ઞાત ને અજ્ઞાત કે આંતર મનના સંચાલનની ખબર ન હોતી. આજ સુધી મનુષ્યના જ્ઞાત પ્રદેશે અજ્ઞાન કે આંતર મનના વહેમો ઉભા કર્યા છે. ધર્મોનાં અનેક સ્વરૂપો અને નીતિના કાયદાઓ ઘડયા છે. પોતાની અંદરના આવિષ્કારો બહારની સત્તાથી થતા જાદુના પ્રકાર માન્યા છે. ગાંડપણને સેતાનનો આવિર્ભાવ માની દરદીઓને ડામ્યા છે. એવી અનેક રીતોએ મનુષ્યના માનસવિજ્ઞાનના અજ્ઞાને મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ બગડયો છે.

માનસવિજ્ઞાનના ઉદય અને વિકાસના આ સમયમાં મનોવ્યાપારના કારણ માગતી બુદ્ધિ નાસ્તિકવાદતરફ ઘસડાઈ જાય તો તેમાં નાખુશ થવા જેવું કંઇ જ નથી. માનસવિજ્ઞાનના વિકાસ સાથે અને સત્યના પ્રકાશ સાથે ધર્મ એક મોટો ભ્રમ માલમ પડયો છે. સરકારી કાયદાઓ એક વર્ગનું બીજા વર્ગ પર ચાલતું શોષણ ટકાવી રાખવાના ધારાઓ જણાયા છે, નીતિના નિયમોમાંથી આધ્યાત્મિકતા ઉડી ગઇ છે, અને વર્ગકલહ કે વ્યક્તિકલહના દમન એના મૂળમાં દેખાયા છે. જીવનના સાચા ઐક્ય માટે કોઇ પ્રભુ કે ભગવાનના ઘેલછાભર્યા તરંગમાં આશ્રય શોધવો એ ઊંધો ઉપાય પૂરવાર થયો છે અને માનસવિજ્ઞાનના ગાઢ અજ્ઞાનથી ઘડાયેલા મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધોમાં આજસુધીની ભ્રાતભાવની બધી વાતો એક મોટો દંભ માલમ પડયો છે, અને માનસઅજ્ઞાનના અંધાર કાળમાં "અહિંસા પરમો ધર્મની" વાતો પોકળ પૂરવાર થઇ છે. મનુષ્ય માનસવિજ્ઞાનનાં પોતાના સંબંધો નહિ ઘડે તો સ્વરક્ષણને માટે ઉભા કરેલા દારૂગોળાના ઢગલા એને બચાવી શકવાના નથી, શ્રીમંતાઇના ઢગલા એને સંતોષી શકવાના નથી, ગમે તેટલી સત્તા એની તરસ છીપાવી શકવાની નથી, અને છેવટે અંતરમાં દબાયેલા રાગના અંગારના ડગને છૂપાવવા વૈરાગ્યના જૂદા જૂદા વેશ ધારણ કરી એ ગમે

તેટલા પ્રાણાયામ અને ગમે તેટલાં ધ્યાન ધરશે તથા ઘરબારને સળગાવી દઇ જંગલ સેવશે તોય એને જોઇએ તે સુખ સંતોષ મળવાનાં નથી. સુખસંતોષનો એક માત્ર ઉપાય, માનવસ્વભાવના અજ્ઞાન પર અને માનસવિજ્ઞાનના સત્યોના ઉપહાસ પર રચાયેલી બધી સંસ્થાઓના પાયા ખોદી નાંખી નવેસરથી ચણતર કરવામાં છે.

બૂમ પાડી ન ઊઠશો. સ્વરક્ષણને જાતીય રક્ષણના આવેગને વશવર્તી, ખોરાક અને સ્ત્રીના શિકારમા રખડતા મનુષ્યની પ્રાથમિક દશામા જવાનું કોઇ કહેતું નથી. એ દશા આજના માણસજાતના મોટા ભાગે વટાવી છે. એક વખતે કેવળ શિકારી એ મનુષ્ય પશુ હતો; આજે એણે માણસાઇવાળું મનુષ્યપ્રાણી બનવાનો ઉત્સાહ સ્વરાવ્યો છે, સૂઝયા તેવા પ્રયત્નો પણ સેવ્યા છે એણે આજસુધી માણસાઇનો વિકાસ કરવા બહારના જગતનો એકેએક પરમાણુ ઉથલાવી નાખ્યો છે. આજ સુધી એણે બહારની દુનિયાનું જ્ઞાન વધાર્યાજ કર્યું છે. વધતા જ્ઞાન સાથે એની બહારના જગત પરની સત્તાના પરિબળ વધારે ને વધારે જામતા ગયા છે. સત્તાના અમલથી એણે સંતોષ અને સુખ પણ ચાખ્યાં છે. એણે સત્તાના તોરમાં સંતોષ આનંદ અને સુખ માટે સાઠમારીથી માંડીને તે મોટા વિશ્વયુદ્ધ ખેલ્યાં છે, એટલુંજ નહિ પણ સંતોષ અને સુખ મેળવવા માટે એણે જગતને માયા કે ભ્રમ માની બહારના બધાને તિરસ્કારી કે ઉવેખી સ્મશાન વૈરાગ્યના ઉન્માદ અને ઉપવાસથી માંડીને ભૈરવજપ કરવાની અને કરવત મૂકાવવાની તપશ્ચર્યાના ભ્રમ સેવ્યા છે. તોય સંતોષ આવ્યો નહિ, આનંદ આવ્યો નહિ, સુખ મળ્યું નહિ. બહારના જગત પર સત્તા મેળવનાર મનુષ્યનો દેહ એણે મેળવેલી સત્તા નીચે કચડાઇ રહ્યો.

નવાયુગની નવી બૂમ પડી: "માણસ તારી જાતને તપાસ. તારા સંબંધોને વૈજ્ઞાનિક સત્યથી કસી જો. તારી સંસ્થાઓના

પાયાને બુદ્ધિના સંપર્કથી હલાવી જો અને પછી જો કે તારાં અર્થશાસ્ત્ર ખોટાં છે, તારા ઇતિહાસ જૂઠા છે. તારી સમાજનીતિ શોષક છે, તારી નીતિ એકબીજાને કચડવાનો વ્યવહાર છે, તારો ધર્મ ચિત્તભ્રમનો એક મોટો રોગ છે. બહારના જગતનું જ્ઞાન અને જ્ઞાનનું સામર્થ્ય કે સત્તા, તારા પોતાના જ્ઞાન અને તારા પોતાના જ્ઞાનથી આવતા સામર્થ્ય વિના તને મુક્ત કરી શકશે નહિ."

પણ જાતને જોવી કેમ? આપણી જાતનું જ્ઞાન અને પરિણામી સામર્થ્ય મેળવવું કેમ? નવીન માનસવિજ્ઞાન જવાબ આપે છે: " દમન કે તપશ્ચર્યાથી આત્મજ્ઞાન થશે નહિ, ધર્મ કે નીતિના નિયમો, આત્મદર્શન કરાવશે નહિ, 'જાહેલું વૃક્ષ કે બીજ' એ રૂઢ તત્ત્વચિંતનના વિતંડાવાદ આત્મભાન કરાવશે નહિ. એક કે બીજા ભ્રમથી એ બધા એક કે બીજી અતિશયતાઓ છે. આત્મદર્શન કરવાનો ઘટનાયુક્ત અને પદ્ધતિસર માર્ગ માનસવિજ્ઞાને જગત સમક્ષ મૂક્યો છે. ભાડાની ગાડીની જેમ કોઇપણ ગરીબ કે તવંગર એનો ઉપયોગ કરી શકે તેમ છે.

આજસુધીમાં માણસ બહારના જગતનું જ્ઞાન મેળવવા અવલોકન કરતા શીખ્યો છે, અવલોકનને પૃથક્કરણ અને સમીકરણની પદ્ધતિથી જોતાં શીખ્યો છે. આજે એજ રીતે એ પોતાની જાતને અને બીજાની જાતને જોઇ શકે તેમ છે, બહારના જ્ઞાનથી મેળવ્યું તેના કરતા અતિ ઘણું પરિબળ એ આંતરજ્ઞાનથી પ્રાપ્ત કરી શકે તેમ છે, બહારના જ્ઞાનથી મનુષ્ય મનુષ્ય વચ્ચેના અને જગત વચ્ચેના સંબંધો એણે જેટલા ઉત્કૃષ્ટ બનાવ્યા છે તેના કરતાં આંતરજ્ઞાનથી એ અતિ ઘણી ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી શકે તેમ છે. અને કુદરતનાં જે ગૂઢ બળોને જોઇ એણે અહોભાવ ને આનંદ અનુભવ્યો

છે તેથી અનેક ઘણો અહોભાવ અને આનંદ એ અત્યંત ગૂઢ રહેલાં આંતરબળોના દર્શનથી મેળવી શકે તેમ છે.

પણ તે શું? આંતર—ક્રિયાઓ તે શું? અને એ સર્વનું અંતરજ્ઞાન તે શું?

આજ સુધીમાં એ સર્વ બાબતોમાં વ્હેમોના થર બાઝી ગયા છે અંતરમાં એટલે મનમાં ચાલતી ક્રિયાઓ, એ ક્રિયાઓના પરિબળો, અને એ સર્વ ક્રિયાઓની ઘટનાના નિયમો અને એ સર્વનું જ્ઞાન એટલે આતરજ્ઞાન.

આજસુધીમાં એ આંતરજ્ઞાનને વિષે અનેક ભડકાવનારા ભ્રમો આપણા માથામા પેસાડી દેવામા આવ્યા છે. આપણા લોકમાનસને એ આતરજ્ઞાનમા મોટા મોટા અપવાસો, પવિત્રતાના વ્હેમો, વિધિ-નિષેધોના અંતરાયો, ક્રિયાકાંડોની હારમાળાઓ, પ્રાણાયામના પ્રકારો અને તપશ્ચર્યાઓની અનેક જાતો જણાય છે. જ્યારે દષ્ટિ વૈજ્ઞાનિક નથી હોતી ત્યારે સાદી ને સરળ વાતો પણ જૂદા જૂદા અલંકારો પહેરી ભડકાવનારી થઈ પડે છે.

હું ઉભો છું. ચોમાસાના પૂરમા નદીના ઉકળતાં પાણી ઘૂઘવતાં ચાલ્યા જાય છે. દોડતાં વાદળને ચંદ્રની રમત પાણીમાં જૂદા જૂદા રંગો રચે છે. એ બધું જોવામા હું એકતાન થયો છું.

પાછળથી કોઇનો હાથ ખભા પર પડે છે ને કાનમાં અવાજ આવે છે "શું કરો છો!" "પાણી જોઉં છું" હું જવાબ આપું છું.

એ જવાબ આપતાં મનમા કયી ક્રિયા થઇ! પાણીને જોવાની ક્રિયા એક પળવાર અટકાવી મેં આત્મદર્શન કર્યું. મેં અંદર ચાલતી ક્રિયા જોઇ અને જવાબ આપ્યો " પાણી જોઉં છું."

આત્મદર્શનનો આ સાદામાં સાદો પ્રકાર કહેવાય. પણ સમજાય તો આખુંય આત્મદર્શન એટલું સહેલું અને સરળ છે.

જેમ આપણે એવા સરસ અને સહેલા આત્મદર્શનથી અત્યાર સુધી અળગા રહ્યાં છીએ તેમ આપણા સામાજિક મનની ક્રિયાઓના દર્શનથી તથા એ ક્રિયાઓને આકાર આપતી વાસ્તવિકતાઓ ( objective conditions ) ના જ્ઞાનથી પણ અળગા રહ્યા છીએ, આપણા સમાજનું સામાજિક માનસ છે એ વાત પણ આપણામાનાં ઘણાંખરાને નવી છે. પ્રસ્તુત વિષયમાં આપણે માનવસમાજને મન છે અને એ મનમા ચોકકસ નિયમોને અનુસાર ક્રિયાઓ ચાલી રહી છે તથા એ ક્રિયાઓના આકારમાં વ્યક્તિના મનમા છે તેમ સમાજના માનસમાં પણ સંજોગો ( environments ) કે વાસ્તવિકતાઓ ( objective conditions ) અગત્યનો ભાગ ભજવે છે એ વાત વિચારવાની છે.

એ સંજોગ તે શું છે?

એ સંજોગ ( environment ) તે કોઈ પણ વસ્તુ છે કે જેની સાથે મનુષ્ય સંબંધમાં એનું પોતાનું રોગી કે નીરોગી, કાણું કે પોણું, રૂપાળું કે કદરૂપું શરીર છે. એ સંજોગથી શરૂઆત કર્યા પછી મનુષ્યને એના સમજમા જે જે કુદરતી પરિસ્થતિઓમાંથી પસાર થવું પડે છે તે એનો બીજો સંજોગ છે. એ સંજોગોમાં, ભૌગોલિક પરિસ્થિતિ, ટાઢ તાપનું પ્રમાણ વિગેરે કુદરતની પરિસ્થિતિઓ, ( natural conditions ) આવી જાય છે. એ ઉપરાંત એક ત્રીજો સંજોગ છે. એ સંજોગ, સામાજિક પરિસ્થિતિઓનો છે. એ સંજોગના મૂળમા સમાજરચના છે. આજની સમાજરચના માનવ સમાજના મોટામાં મોટા ભાગ માટે એક શોષણ સંજોગ બની રહ્યો છે. સંજોગોના એ ત્રણ મુખ્ય વિભાગમાં બધી

જાતના સંજોગો કે વાસ્તવિકતાઓ (Objective conditions) આવી જાય.

એ સંજોગોની વાત પછી હવે આપણે માનવસમાજના માનસમાં ગતિમાન થતી આંતરક્રિયાઓને ઉકેલીએ.

પહેલી વાત એ છે કે મનુષ્ય એ સ્વાભાવિક રીતેજ સામાજિક પ્રાણી છે. એના એ સામાજિક ( Social ) આવેગને લીધે એને કોઈ પણ સંજોગોમા ટોળાબંધ રહેવાનું મન થાય છે. એ મનુષ્યનો એ આવેગ ( Herd–instinct ) સામાજિક આવેગ કહેવાય, અને મનુષ્ય એકલું નહીં પણ ટોળામા રહેતું પ્રાણી કહેવાય.

એના એ સામાજિક આવેગ ( Herd–instinct ) ને લીધે એ શરૂઆતમા કુદરતનાં અને જંગલનાં બળો સામે ઝઝૂમી શકયો છે ને જીવનકલહમાં જીવી શકયો છે.

મનુષ્યનો એ આવેગ એક બીજાની સોબતના આનંદમાં, એક બીજાના વખાણના હરખમા કે એક બીજાની ટીકાની અસરમા વ્યક્ત થાય છે. આજે એ આવેગ સામાજિક વિચારસરણી સાથે મનુષ્યને પોતાની જાતને બંધ બેસતી (Adjustment) કરવાને પ્રેરી રહ્યો છે. આજે એ આવેગ મનુષ્યને સામાજિક નિંદા ( Social Ridicule ) થી ડરાવી રહ્યો છે.

એ આવેગથી મનુષ્ય આપભોગ આપી સમાજની સેવા કરવા આગળ આવવા પડાપડી કરી રહ્યો છે અને એજ આવેગને વશ થઈ જમાનાને અનુકૂળ અનેક ભાવનાઓનો વિચાર મનુષ્ય કરી રહ્યો છે.

ટોળામા રહેતા મનુષ્યપ્રાણીને આજે અનેક સામાજિક સંબંધો બંધાય છે. એ સંબધોને સ્ત્રી પુરૂષ સંબંધથી માંડીને ત

અનેક નામોથી ઉલેખાય છે એ સૌ સંબંધીની પાછળ એક આવેગ છે. એ આવેગ જાતીય આવેગ કે જીવન આવેગ ( Sexuality ) છે. એ જીવનવેગને માનસશાસ્ત્રીય પરિભાષામાં 'લિબિડો' (Libido)ના નામથી ઓળખવામાં આવે છે.

સામાજિક આવેગની એટલી વાત કર્યા પછી એ આવેગના પરિણામે આવતી અને માનવસમાજના મનમાં અગત્યનો ભાગ ભજવતી બીજી કેટલીક ક્રિયાઓ પણ આપણે જોવી જોઇશે. એમાની એક ક્રિયા સૂચન ( Suggestion ) ની છે.

સૂચનો ઘણી જાતના હોય છે. કોઇવાર વ્યક્તિ સૂચન કરનાર હોય છે પણ ઘણીવાર ઘણા સૂચનો આખા સમાજ કે વર્ગ તરફથી આવતા હોય છે. સૂચનની અસર કોઇવાર સાચી હોય છે પણ આજસુધીના ઘણા સૂચનોએ માનવસમાજ પર અનેક માઠી અસરો ઉપજાવી છે. મનુષ્યને કંઇપણ શીખવવાની રીત તરીકે સૂચન સાચી રીત નથી, પણ શીખવવાની સાચી રીત મનુષ્યની બુદ્ધિને જગાડી તેને ગતિમાન બનાવવાની છે.

હીપ્નોટીઝમનુ નામ આપણે સાભળ્યું છે. હીપ્નોટીઝમની રીત આજે મનુષ્યના મનને હાનિ કરનાર માલમ પડી છે. કોઇ વ્યક્તિ આપણા પર હીપ્નોટીઝમ કરે તે આપણને ગમતું નથી.

અને તોય જાણતા અજાણતાં સમાજના સત્તાશીલ અને શોષક વર્ગોના અનેક જાતના હીપ્નોટીઝમ-સૂચનો આપણે હીપ્નો-ટીસ્ટના વિષયની જેમ સ્વીકાર્યાં છે.

આપણે આપણી જાતને ઉંચ કે નીચ કેમ માનીએ છીએ, બ્રાહ્મણ કે વાણિયા કેમ માનીએ છીએ, હિંદુ કે મુસલમાન કેમ

માનીએ છીએ ? કારણ કે આપણે બહારનાં સૂચનોને—હીપ્નોટીઝમને જાણતાં અજાણતાં વશ થતાં હોઇએ છીએ.

આપણે અમુકજ રીતે કેમ વર્તીએ છીએ ! આપણે અમુકજ જાતના વિવેક કેમ કરીએ છીએ ! આપણે અમુકજ જાતનો પોશાક કેમ પહેરીએ છીએ ! કારણ આપણે સૂચનોની અસર નીચે છીએ.

આજના શોષણનો ભોગ બની મહેનત કરતો મનુષ્ય રોટલી અને રહેઠાણ વિનાનો નાગા દેહે સડે છે. એ પોતાના પેટના ખાડાને, ડગડગતી દાઢીને, નાગા અંગોને, ધૂળનાં બિછાનાંને અને ઉપર આભ ને નીચેની ગંધાતી ધરતીવાળા રહેઠાણોને કેમ સહી લે છે ! એમાં કોઇ ચમત્કાર નથી. એ મનુષ્ય એના પર થતાં સૂચનોને વશ વર્તે છે.

સૂચનોની એક બહુ માઠી અસર બુદ્ધિને નિષ્ક્રિય બનાવી મનુષ્યને મૂઢ બનાવવાની છે. આજનું આખુંય શિક્ષણ સૂચનનો એક મોટો પ્રકાર બની રહ્યું છે અને તેણે મનુષ્યની બુદ્ધિની ગતિને અટકાવી છે.

એ સૂચનોને શાષક વર્ગોએ (Governing classes) પોતાની સત્તા ટકાવી રાખવાના અને પોતાનાં શોષણોને સમાજ પાસે સ્વીકારાવવામાં વાપર્યાં છે. તથા એજ ઇરાદાપૂર્વક આજસુધીમાં મૂડીવાદી સરકારોએ, ધર્મના વ્હેમોને, નીતિની અંધતાને, છાપખાનાંઓને અને નિશાળોને પોતાના નફા વધારવા, સ્વાર્થી સૂચનો કરવા, અને મનુષ્યની બુદ્ધિની ક્રિયાને અટકાવવામાં વાપર્યાં છે. આજ સુધીનું આખું શોષક કાર્ય સૂચનને આભારી છે. આજે છૂટથી વપરાતાં, કાયદો, વ્યવસ્થા તથા કાયદેસર સ્થપાયલી સરકાર વગેરે

શબ્દો એની પાછળનાં શોષણનાં સૂચનોનેજ બોલતો હોય છે. એ સૂચનોને ઉઠાવી લેવાય તો એ બધા ખોટા દમામવાળા શબ્દો અર્થવિનાના લાગે.

સામાજિક આવેગ સામેસીધો સંબંધ ધરાવતી બીજી માનસ-ક્રિયા સ્વસ્થાપન ( self–assertion ) ની છે. એ ક્રિયા મનુષ્ય પાસે સ્વરૂચિ ( self–approval ) માગતી હોય છે અને બહારના ધોરણોની અસર મુજબ મનુષ્ય સ્વસ્થાપન ( self–assertion ) અને પરિણામે સ્વરૂચિ ( self–approval ) ને માટે સતત મથતો હોય છે.

મનુષ્યની સ્વસ્થાપનની ક્રિયા એના મમત્વના વિસ્તાર સાથે વધતી જતી હોય છે. અને એ વધતા જતા મમત્વ, સ્વસ્થાપન, અને પરિણામી સ્વરૂચિ ( self approval) સાથે એનું અહમ્ કે અભિમાન પણ વધતું જતું હોય છે. પૈસાદારોનું દાન અને દયા-ધર્મ, મોટાઈ અને સત્તા એ બધા સ્વસ્થાપન અને સ્વરૂચિના પ્રકારો હોય છે. પણ સ્વસ્થાપનનો વેગ તો ગરીબોમા પણ હોય છે. પણ એ ઘણામોટા વર્ગમાં સ્વસ્થાપનની નીરોગી ક્રિયા અશકય બને છે. અકિંચન બનેલા ગરીબ વર્ગમાં સ્થાપન કરવાનું કંઇજ હોતું નથી. એ સંજોગોમા સ્વસ્થાપનનો વેગ વિકૃત ( perverse ) બનતો હોય છે અને એ વેગના આવિષ્કારની ક્રિયાઓ વિષમધારણ ( ab-normal ) કે વિકૃત ( perverse ) બનતી હોય છે.

એ વિકૃતિનાં બે મુખ્ય સ્વરૂપો ગણાવી શકાય. પહેલું સ્વરૂપ આત્મલઘુતા ( inferiority ) અને શરણ ( surrender ) નું હોય છે, બીજું સ્વરૂપ તથા આત્મમહત્તા ( superiority ) અને વિકૃત અહમ્ ( perverted egoism ) નું હોય છે.

સંજોગોનેજ લીધે સ્વસ્થાપનનો વેગ પહેલી કે બીજી કોઇ પણ વિકૃતિમાં જાય છે ત્યારે મનુષ્ય સમાજ વિરોધી ( anti social ) ક્રિયાઓ કરે છે. એવો વિરોધ બહુ સ્વભાવિક અને અનિવાર્યરીતે આવતો હોય છે. એ વિરોધને કોઇ દમન કે શિક્ષાના પ્રકારોથી અટકાવી શકાતો નથી, પણ એ વિરોધને સમાજની નેરોગી પુનર્ઘટના માટે વર્ગવિગ્રહનું ( class war ) વૈજ્ઞાનિક સ્વરૂપ આપી શકાય છે અને એજ સ્વરૂપ કથળેલી કે રોગી બનેલી સમાજ રચનાનો ઉકેલ લાવી શકે છે અને વિકૃત બનેલા મનુષ્ય મનુષ્યના સંબંધનો નિકાલ લાવી શકે છે. પણ વર્ગવિગ્રહ ( class-war ) એ આજની આર્થિક ઘટનાના અનિવાર્ય ઉકેલનું અંગ હોઇ આપણે આ વિષયમા એનું લંબાણ કરીશું નહીં.

એ રીતે આજના સંજોગોમા સ્વસ્થાપનને રૂંધતી સમાજ રચનાએ અનેક નવા ઉપદ્રવોને અનિષ્ટો ઉભાં કર્યાં છે.

સ્વસ્થાપન માગતો મનુષ્યનો સામાજીક વેગ તરંગી બને છે, ઉન્માદ સેવે છે, અત્યાચાર કે વ્યભિચારમા જાય છે, આત્મદમન કે પરદમનમા ઉતરે છે, ચોરી કે લૂંટફાટ કરવા પ્રેરાય છે, દારૂ જેવા અનેક કેફ સ્વીકારે છે, સમાજ સાથેની દુસ્મનાવટ કેળવે છે તથા કંઇ ન જતા ભયંકર મૂંઝવણ સાથે આ શોષકોના સમાજને છેલ્લો શાપ આપી આત્મઘાતનો અનિવાર્ય પંથ સ્વીકારે છે. જે સમાજ રચનામા આત્મઘાતના અનેક પ્રકારો અનિવાર્ય બને છે તે સમાજ રચના ઘાતકી છે અને જે શોષક વર્ગ એવા આત્મઘાતના પ્રકારોને આવસ્યક બનાવે છે તે શોષક વર્ગ ગુનેગાર છે એ વાત ઓછામા ઓછી બુદ્ધિને પણ સમજવા અઘરી નથી.

હવે આપણે સામાજિક આવેગની ત્રીજી ક્રિયા જે વર્ગીકરણની [ Classification ] છે તેના પર આવીએ. માનસ શાસ્ત્રીય

દૃષ્ટિએ મનુષ્ય મનુષ્યના સંબંધ પર પ્રકાશ નાખવા એ ક્રિયા ઘણી અગત્યની છે.

મનુષ્યનો સામાજિક આવેગ મનુષ્ય મનુષ્યને જોડવા માટે છે. પણ આજના વર્ગો મનુષ્ય મનુષ્યને જોડવાને બદલે જૂદા પાડે છે. વર્ગીકરણની આખી ક્રિયા એ દૃષ્ટિએ વિકૃત કે રોગી ગણાય. જે એક વર્ગ મનુષ્ય સમાજના બીજા વર્ગથી એક બીજાના વિકાસ કે હિતની દૃષ્ટિએ જૂદો પડે છે તેવા બે કે એથી વધારે વર્ગો જે સમાજમા છે તથા એવું વર્ગીકરણને સમાજમા શક્ય બને છે તે સમાજરચના રોગી હોય છે, અને તેવા સમાજનું માનસ બિમાર દિશામા [ Pathological conditions ] હોય છે.

આપણા આજના સમાજમા એવા વર્ગો છે, એ વાત દરેકના અનુભવની છે, એટલે એ વાતને સ્વીકારી એવા વર્ગીકરણમા માનસ શાસ્ત્રીય દૃષ્ટિએ બિમારીની કેવી ક્રિયા ચાલે છે તે વિચાર કરતા પહેલા એ બિમારીનું આજે આપણા સમાજમા જે સ્વરૂપ છે તે સ્વરૂપનો વિચાર મનુષ્યના વિકાસના ઇતિહાસની દૃષ્ટિએ કરી લઇએ.

આપણા સમાજના એવા બે વર્ગો છે. એક શોષક છે બીજો શોષિત છે. બન્નેના સ્વાર્થ જૂદા છે, અને બન્નેનાં હિત જૂદા છે. એકજ સમાજમાં બન્નેએ સાથે જીવવું એટલે અથડાવું, એવું જીવન રણભૂમિ પરનું જીવન છે. એવું જીવન એક મોટો કલહ કે અથડામણ છે. એ અથડામણ ક્યારથી છે અને એમાથી બચવાનો કોઇ આરો છે કે નહીં વિગેરે વાતો આપણે જરાક પાછળ જઇને જોઇએ.

મનુષ્ય જંગલી હતો! વાત સાચી છે. ત્યારે મનુષ્ય પશુ હતો, મનુષ્ય બાળક હતો, મનુષ્ય જડયંત્ર જેવો હતો.

અને આજે મનુષ્ય સુધર્યો છે? ના પાડી શકાય તેમ નથી. મનુષ્ય સુધર્યો છે, કારણ કે એનાં હથિયાર સુધર્યાં છે. હથિયારનો સુધારો જો મનુષ્યનો સુધારો ગણાય તો માણસ જરૂર સુધર્યો છે.

મનુષ્ય બુદ્ધિમાન કે હૃદયવાન પ્રાણી છે એવી ગેરકાયદેસર ગણાયલી બાબતો બાજુએ રાખી જો આપણે બોલીએ કે મનુષ્ય હથિયાર વાપરનાર પ્રાણી છે તો આપણે વિનાસંકોચે બોલી શકશું કે મનુષ્ય સુધર્યો છે કારણ કે એના હથિયાર સુધર્યાં છે.

હથિયાર એટલે સાધન એની ક્રિયાઓમા કે આવેગોના આવિષ્કારના ઉપયોગમાં આવતાં સાધન

એને ખાવાનો વેગ છે. એણે ખાવાનાં સાધન સુધારી દીધાં છે. એને ઉંઘવાનો આવેગ છે, એણે ઉંઘવાનાં સાધનોને પોચાંપચ ને સુવાળાસટ બનાવ્યા છે, એને પોતાની જાતને શણગારવાનો વેગ છે, એણે કપડાથી માંડીને બધા શણગારમાં કંઇ મણા નથી રાખી, અને એને લડવાનો આવેગછે, એણે લડવાનાં સાધનોના ઢગલા કર્યાં છે. આજે એનાં તોપ, તમંચાએ, એનાં હવાઇ વિમાનો અને મનવારોએ, એના ઝેરી ગેસ અને દારૂગોળાએ કાળો કેર વરતાવ્યો છે. ત્યારે તે માણસ સુધર્યો ખરો!

પણ મનુષ્ય સુધર્યોજ કયા છે! એક મોટો અવાજ ઉઠે છે. આજે—આજની તારીખે પણ મનુષ્ય તો વિકરાળ પશુ છે, જડયંત્ર છે, મુંઝવતું બાળક છે, મનુષ્ય સુધર્યો શાનો? મનુષ્યનાં હથિયાર—ભલે સુધર્યાં હોય મનુષ્ય સુધર્યો નથી.

તો હથિયારો સુધર્યાં હોય તેથી શું! રીંછને પાઘડી પહેરાવી કે બેસ નખાવી મદારી ડુગડુગિયું વગાડી નચાવે તેથી તે શેઠ બનતો

નથી. રોબોટને ( machine man ) લાકડી પકડાવી કે બંદૂકનો કુંદો ઝલાવી બારણે ઉભો રાખવાથી તે પહાણ બનતો નથી અને વાનરને રમકડાની પેટીઓ, મિનારાઓ કે સીડીઓ આપી, સ્વયંસ્ફૂર્તિના સિદ્ધાંતે શીખવવા જતાં તે બાળક બની શકતો નથી.

મનુષ્ય પશુ છે, મનુષ્ય યંત્ર છે, મનુષ્ય બાળક છે, એનાં સાધનોનો વિકાસ એને સુધારી શક્યો નથી.

આ પરિણામે મનુષ્ય પાસે બે વિચારો ધર્યા છે. એક બોલે છે કે મનુષ્ય પાપી છે. મનુષ્ય શયતાનનું બચ્ચું છે. બીજો બોલે છે કે મનુષ્ય પુણ્યશાળી છે, મનુષ્ય ભગવાનનો દીકરો છે. એવા બે વિચારો મનુષ્યને બન્ને બાજુએ થાબડી રાખે છે, અને આપણી દુનિયાનું ગાડું ચાલે છે તેમ ચલાવ્યે રાખે છે. પણ આજનું પૃથક્કરણ તો એ બે વિરોધી વાતોને બાજૂએ રાખી આપણને ચોકખીને ચટ એકજ સરલ વાત સમજાવે છે કે મનુષ્ય વિકરાળ પશુ છે, જડયંત્ર છે, મુંઝરતું બાળક છે (Problem Child).

મનુષ્ય પશુ છે? એમ પૂછવાની કોઇ હિંમત કરતું નથી. મનુષ્યની પાશવતા કુરુક્ષેત્રથી માંડીને આજસુધીના યુદ્ધોએ બનાવી આપી છે. મનુષ્યની પાશવતા, એક બીજાને મારીને જીવવાના નેમથી જણાઇ આવે છે. મનુષ્યની પાશવતા, એકેએક કારખાનાં અને મીલના ખૂની શોષણમાં દેખાઇ આવે છે.

મનુષ્ય બાળક છે? હા અને મુંઝવતું બાળક છે. એના આલડછેટ, એના વ્હેમો, એના વિધિનિષેધો, એના ક્રિયાકાંડો, એની પવિત્ર બીકો, એના તરંગો, એ બધું બાલિશ છે એટલુંજ નહીં પણ કાયડો બનેલા, ઉન્માર્ગે ચડેલા કે વિફરેલા બાળકના જેવું છે.

અને મનુષ્ય યંત્ર છે ? હા રોબોટ ( machine man ) કરતાં પણ વધારે જડયંત્ર છે. એના ઘરમાં એના વિવેક વિચારોને આચારો યાંત્રિક છે. એની નિશાળમાં મનુષ્યનું બાળક શાળાની શિસ્ત સેવતું યંત્ર છે અને રણભૂમિ પર જ્યાં એને કારણ પૂછવાનું નથી પણ કેવળ એક બીજાનાં ગળાંજ કાપવાનાં છે અને મરવાનું છે ત્યાં મનુષ્ય કારસું યંત્ર છે, અને રોબોટ (machine man) કરતાં પણ વધારે જડ અને જીવવા માટે ખાતુંપીતું અને ઓઢતું હોવાથી મોઘું છે. લડાઇઓ લડાવનારા શેઠલોક એ માટે વિચાર ચલાવી રહ્યા છે.

જંગલનો મનુષ્ય પશુ હતો, બાળક હતો, યંત્ર હતો. આજનો સુધરેલો મનુષ્ય મોટો પશુ છે, મુંઝવતું બાળક છે અને જડયંત્ર છે. એ સુધર્યો છે એનો અર્થ એટલોજ કે એનાં હથિયારો, સાધનો (tools) સુધર્યાં છે.

એ મનુષ્યને માટે માનસ પૃથક્કરણે એક નવીન વાત બહાર પાડી છે એ સંતાડવા જેવી છતાં કયાં સુધી સંતાડી શકાય! એ વાત એ છે કે મનુષ્ય ગાંડો છે.

ત્યારે મનુષ્યનું ડહાપણ શું છે? એ કેવો નીતિમાન બની ઉભો રહે છે? એ કેવો વિવેકી બની સુખ મલકાવે છે? એ કેવો સંયમી થઈ ત્યાગ કરે છે! એ કેવો હોડપીસી ક્રિયા શકિતનો (will Power) અમલ કરે છે!

માનસપૃથક્કરણે એ બધા ડહાપણોની નીચે વહેતા છૂપા પ્રવાહો ઉઘાડા પાડયા છે. મનુષ્યની ઇચ્છા શકિત (will) એક ગપ ઠરી છે. મનુષ્યની આધ્યાત્મિક કે દૈવી વાતો જાતીય આવેગના દમનમાંથી આવતી લાગી છે અને મનુષ્યની અનેક દિવ્યતાઓ

એના આત્મસંતોષના ભ્રમ માલમ પડ્યા છે. માનસપૃથક્કરણ કહે છે કે મનુષ્ય ગાંડો છે ( neurotic ). બીજાં એણે સ્વીકારેલા ગાંડપણો સાથે એના ગાંડપણનો પ્રકારભેદ નથી, પ્રમાણભેદ હશે.

પણ આજના માનસપૃથક્કરણનો મનુષ્ય સમાજના ગાંડપણનો વિષય શો છે? એ સમજવા આપણે પૂછવું જોઇએ કે ગાંડું થવું એટલે શું ?

બહુ ટૂંકાણમાં કહીએ તો ગાંડા થવું એટલે કલહમાં આવવું અને પછી છૂટા પડવું

માનસક્રિયાની દૃષ્ટિએ એ કલહ ( Conflict ) મનમાની ગ્રંથિઓ વચ્ચે થતો હોય છે અને પછી એકજ મનુષ્યમાં એક ગ્રંથિ ( Complex ) આખા મનના પ્રવાહમાંથી છૂટી પડી જાય છે. એમ છૂટા પડવાને માનસવિજ્ઞાનની પરિભાષા વિશ્લેષણ શબ્દથી (Dissociation) ઓળખે છે.

આજે જેને આપણે સંસ્કૃતિ ( Culture ) કે સુધારો કહીએ છીએ તેમાં મનુષ્યની બુદ્ધિનો એની લાગણીઓ (Emotions) સાથે કલહ ચાલે છે. એ કલહનું સ્વાભાવિક પરિણામ વિશ્લેષણ ( Dissociation ) માં આવ્યું છે અને એ બધાના પરિણામે આજે છે તે સમાજની ભ્રામક દશા (neurotic Condition) એ રીતે જોઇએ તો ગાંડા મનુષ્યના મનમાં જે જાતની ક્રિયાઓ ચાલતી હોય છે તેની બધી ક્રિયાઓ આજે આપણા સમાજના માનસમાં ચાલી રહી છે.

આજે આપણા સમાજનું જીવન એક મોટો કલહ બન્યો છે. આજનો માનવસમાજ એક મોટા સમરાંગણમાં જીવતો જણાય છે.

આજના મનુષ્ય પાસે યુદ્ધનીજ નીતિ છે. આજનો એકેએક દેશ એજ વ્યાપક કલહમાં પોતપોતાના એકઠા કરેલા દારૂગોળામાં જામગરી મળગાવવાની ધન્ય પળની રાહ જોઈ રહ્યો છે.

બિમાર માનસમાં પડે તેમ આપણા સમાજના માનસમાં કલહને પરિણામે અનેક વર્ગો પડી ગયા છે. એ વર્ગો (Segregation) એક માનવ સમાજનાં ન છૂટા પાડી શકાય તેવાં અંગો હોવા છતાં બિમાર દશામાં ચાલતી વિશ્લેષણની ક્રિયાને વશ વરતી જાણે દરેક વર્ગને આખા માનવસમાજ સાથે કોઈજ જાતનો સંબંધ ન હોય તેમ પોતાનાજ અસ્તિત્વને આખુ કે એક માત્ર અસ્તિત્વ માની વર્તાવ કરે છે. આજે જેટલા વર્ગ તેટલા સ્વાર્થ થયા છે. એક સ્વાર્થ કોઇપણ બીજા સ્વાર્થ સાથે ઘમાય છે. પળે પળે એ ઘર્ષણ ઘાતક ને ઝેરી થતું જાય છે અને આજના સમાજનો નિયમ જાણે એક બીજાના ગળા કાપીનેજ જીવવાનો હોય તેવો બનતો જાય છે. ઉગ્ર બનતો ઉન્માદવર્ગના વર્ગીકરણ અને પાછા તેનાં વર્ગીકરણ કરતો જાય છે. જાણે જેટલાં મનુષ્ય તેટલા વર્ગો બનશે, જેટલા વર્ગો તેટલા વિગ્રહો થશે, એમ લાગે છે. વ્યાપક બનતા આજના વિગ્રહ કાળમાં આજનો ઉન્માદ અસાધ્ય લાગે છે. આવા ઉગ્ર ઉન્માદનો પ્રકાર જેમ ઘણી વાર વ્યક્તિને માટે જીવલેણ નીવડે છે તેમ આવા મનુષ્યના સમાજને માટે પણ થશે કે શું એવી ધારતી રહે છે.

આ રીતે ઉન્માદ દશાનું વર્ગીકરણ પામતા સમાજની દશા આજે બિમારીની કહેવાય. આજના સમાજના મોટા ભાગના વર્ગોને આત્મરક્ષણ અને જાતીય રક્ષણના આવેગોને ઉદાત્ત (Sublimated) કરવાની વાત તો દૂર રહી પણ એ આવેગોની પાર્થિવ જરૂરિયાતો (Biological needs) પણ સંતોષાતી નથી. વિષમ

રીતે વર્ગીકરણ પામતા આજના સમાજનો નાનો સરખો વર્ગ ઉત્પત્તિ અને સર્જનનાં બધાં સાધનોને અંગત મિલ્કત બનાવીને બેઠો છે.

જેમ મનુષ્યના મનમાં વિખૂટો પડેલો ( Dissociation ) કોઇ એક પ્રવાહ પોતાની એકલી ત્નતને આખું વ્યક્તિત્વ માની બેસી વર્તાવ કરે છે તેમ આજના વિષમ વર્ગો પોતપોતાના એકલા વર્ગનેજ આખો સમાજ માની બેસે છે.

આજની આખી શિસ્ત, આજની આખી સંસ્કૃતિ, આજનો સુધારો કે સંસ્કાર બહારના પડપર પડેલવેલી ઉપાળી વસ્તુઓ છે. સમાજનું જે પડ કે વર્ગ—જાગ્રત છે અને શોષક છે તે આજે બહારથી સમસ્ત સમાજને-સમાજના અજ્ઞાત રહેલા, દબાયલા અને રૂંધાયલા એક અતિ મોટા વર્ગને દબાવે છે તથા એ અજ્ઞાત પ્રદેશના દમનપર પોતાના બધા સંસ્કાર, બધા સુધારા ને બધી નીતિ રીતિઓ બાધી બેઠો છે.

પણ જેમ કોઇપણ માનસ બિમારીના મૂળમા મનનો અમર્યાદ અજ્ઞાત પ્રદેશ છે તેમ સમાજની આજની બિમારીના મૂળમા દબાયલો, સુંઘાયલો કે રૂંધાયલો અમર્યાદ અજ્ઞાત શોષિત વર્ગ છે.

જેમ જાગ્રત કે જ્ઞાત મન જાગ્રત દશાની જીત પર ઘડીભર ફૂલાય છે તેમ આજના શોષકો અને શાસકોનો મૂઠીભર સમાજ, બહુસંખ્ય શોષિતો પર પોતાની ઘડીભરની જીત પર ફૂલાય છે પણ કચડાયલા વર્ગમાજ શોષક અને શાસક વર્ગના વિનાશનાં ને સામાજીક ક્રાન્તિના મૂળ છે તે વાત આજનાં ઐતિહાસિક પરિબળો પૂરવાર કરી રહ્યા છે.

જેમ બિમાર માનસમાં બે વ્યક્તિત્વો (Dual Personality) એકબીજા સાથે સંબંધ છતાં સંબંધ ન હોય તેમ જીવનાં હોય

છે અને એ બન્ને વ્યક્તિત્વો વચ્ચે હંમેશાં જીવવાનો કલહ નિયમ બનતો હોય છે તેમ શોષક અને શોષિતના એ વર્ગોમાં આજના સમાજનું વ્યક્તિત્વ વહેંચાઇ ગયું છે તથા બહારની પરિસ્થિતિઓ-માંથીજ એ ઉભય વર્ગો વચ્ચેનો જીવનકલહ જીવલેણ બનતો જાય છે.

આજની ઉન્માદ દશામાં ન્યાય નથી, શકય પણ નથી, અહિંસા નથી અહિંસાની વાત કરવી એ ઉપહાસ જેવું છે, સમભાવની સમાનતા નથી, ગુલામ અને શેઠના એક માત્ર સંબંધ પર નભતી સમાજ રચનામાં સમાનતાની કોઇપણ વાત અપરાધ છે.

ઉન્માદ દશામાં વિભકત થએલો સમાજ જે આખા માનવસમાજનો વિચાર કરવા પણ નાલાયક પૂરવાર થયો છે તેવી ઉન્મત્ત સમાજમા અહિંસા, કે સમાનતાની પોકળ વાતો એ પાંચ આદર્શવાદીઓ કેવળ આત્મસંતોષને ખાતર કરતાં હોય છે.

આજની સામાજિક ક્રિયાનું એકેએક લક્ષણ રોગનું ચિન્હ ( Symptom ) છે. એક નાનો સરખો વર્ગ પોતાના વિફરેલા ભોગવિલાસને માટે અતિ મોટા વર્ગનું લોહી રેડી જીવી રહ્યો છે. એ વર્ગ માનવસમાજથી વિખૂટા પડી પોતાને ઊંચ અને બીજા ઘણા મોટા વર્ગને નીચ માને છે. એક વર્ગ બીજા વર્ગનાં ગળાં કાપવામાં સ્વદેશાભિમાનની મગરૂબી સેવે છે. આજની હરિફાઇ, આજની મજૂરીના દરો, આજના કલહો અને યુદ્ધો, આજના ક્રિયાકાંડો અને ધારાધોરણો, આજના વિભકત થએલા સમાજની બિમારી દશાની સાક્ષી પૂરે છે.

અને તોય માનસવિજ્ઞાનનું એક સત્ય છે કે બિમારીની દશા એ સમાજની સ્વાભાવિક દશા નથી, વિકૃતિ છે, રોગ છે. કોઇ પણ વિજ્ઞાનનું અસ્તિત્વ રોગના વિનાશ માટે અને આરોગ્ય લાવવા

માટે હોય છે. આજે સમાજના સન્નિપાતના સમયમાં માનસવિજ્ઞાન મનુષ્ય સમાજના આરોગ્યને માટે કેવા ઉપાય યોજે છે તે આપણે જોવાનું છે.

પણ બહારના સંજોગો ન બદલાય ત્યાં સુધી એકલો માનસરોગચિકિત્સક કંઇજ કરી શકે તેમ નથી. સંજોગો બદલવાનું કામ એકલા માનસ વૈજ્ઞાનિકનું નથી, એકેએક વ્યક્તિનું છે. જે વ્યક્તિ સમાજની ઉન્માદ દશા લાવનાર સંજોગોને બદલવા એક કાંકરી પણ નાખવાની પોતાની ફરજ સમજતી નથી તે સમગ્ર માનવ સમાજનો અપરાધ કરે છે.

ડૉક્ટર રોગની ચિકિત્સા કરે છે. રોગનાં કારણ બતાવે છે પણ રોગના કારણોના નાશનો એકમાત્ર ઉપાય આરોગ્યને અનુકૂળ બહારના સંજોગો કરવામાં છે.

આજની ઉત્પત્તિ ને વહેંચણી, આજની નફા માટેજ સૂત્રાવલી ધાર્મિક અને નૈતિક માન્યતાઓ, આજની મૂડીવાદી સરકારો અને અને તેના કાયદાકાનૂનો એ બધાં આજના સામાજિક મહારોગના સંજોગો છે, કારણો છે, એ સર્વનો વિનાશ કર્યા વિના આરોગ્યનું વાતાવરણ કદી સંભવતું નથી.

પાછું માનસવિજ્ઞાન બોલે છે: " મનુષ્ય સામાજિક પ્રાણી છે માનવસમાજ એ મનુષ્યોનો સમાજ છે. એ સમાજના નાનામોટા વર્ગીકરણ અને એ વર્ગીકરણનાં અનિષ્ટો સામાજિક સડો કે રોગ છે. કોઇપણ તંત્રનો નિયમ તેને રોગ કરતાં આરોગ્યમાં ખેંચી જવા મથતો હોય છે. કોઇપણ જીવનતંત્રનો નિયમ સતત્ તુલા જાળવવા પ્રયત્ન કર્યા કરતો હોય છે. કોઇવાર તુલા ખસી જાય છે

ખરી અને પરિણામે સમાજ કે વ્યક્તિ બિમાર પરિસ્થિતિમા આવી પડે છે ખરી, પણ કોઇપણ જીવનતંત્રનો અંદરનો જ નિયમ જીવનના અસ્તિત્વના કોઇપણ પ્રકારને પાછો આરોગ્યમા ઘસડી જવા મથતો હોય છે. એટલે વ્યક્તિ કે સમાજ બહારના સંજોગોને લીધે વારંવાર ઉન્માદને, ભ્રમને કે વહેમને વશ થવા છતા મધ્યબિંદુમાં ડાહ્યાં કે સમતુલાવાળા થવાની ગતિવાળાં હોય છે.

ગાડપણ, ઉન્માદ કે રોગનું સ્વતંત્ર અસ્તિત્વજ નથી. જે જીવનતંત્ર ઘણી અચકામણ પછી બહારના સંજોગોને બંધબેસતું થતું નથી, તે ઉન્માદી કે રોગી બને છે પણ ઉન્માદ કે રોગ પણ સમતુલા જાળવવાનો કે આરોગ્ય માટે મથવાનો એક વણસેલો પ્રયત્ન કહેવાય. પ્રયત્ન વણસેલો હોય તેથી શું થયું? અંદરની કેન્દ્રગામી ક્રિયા આરોગ્ય માટેજ હોય છે અને તેમાંજ સમાજ કે વ્યક્તિના આરોગ્યની આશા છે તથા કોઇપણ રોગ સ્વતંત્ર રીતે અસાધ્ય હોતો નથી પણ રોગનું અસાધ્યપણું સમાજ કે વ્યક્તિ પોતાના તે તે સમયના જ્ઞાનમર્યાદાની અપેક્ષાએ નક્કી કરે છે.

આજે સમાજના સંનિપાતની સ્થિતિમા, આજના સમાજમાં વધી પડેલાં ઝેરી વર્ગીકરણની વચમાં પણ, આપણે સમાજના મોટા ભાગને આરોગ્યસ્થિતિ તરફ ગતિ કરતો જોઇએ છીએ. આજના વહેમો પર નભતા ધર્મોનો, દંભ અને ભ્રમ પર નભતી નીતિનો, કે શોષણ પર જીવતી સરકારનો નાશ આપણે આજની રોગી પરિસ્થિતિમાજ જોઇ શકીએ છીએ. આજનું બહારના જગતનું અને આંતર જગતનું વધતું જતું જ્ઞાન રોગને પોષનાર અનેક વહેમી સંસ્થાઓનો વિનાશ કરતું જાય છે. પરિણામે મનુષ્યને વિષમ વર્ગીકરણોમાથી મુક્ત થઇ આખો માનવસમાજ જોવાનું

મન થાય છે. નાતજાત અને ધર્મના ભેદ બહારના જગતના દેશ-કાળના ભેદની જેમ ઓગળતા જાય છે. બહારના જગતનાં શાસ્ત્રો અને વિજ્ઞાનો તથા મનુષ્ય મનુષ્યનો સંબંધ સીધી રીતે ચર્ચતાં શાસ્ત્રો માનવસમાજના રોગી પરિસ્થિતિમાં પડેલા વિભાગો ભૂંસી નાખવા તરફ ગતિ કરતાં માલુમ પડે છે. અને તોય એ બધું જ્ઞાન જગતના ખૂબ નાના ભાગ પાસે ખુલ્લું મુકાયું છે. આજની એકે-એક શિક્ષણ સંસ્થાએ તેને સમસ્ત માનવસમાજ પાસે ખુલ્લું મૂકવું રહ્યું

સમાજની રોગી પરિસ્થિતિના વર્ગીકરણનો નાશ એક બીજી રીતે પણ થઇ રહ્યો છે. એ રીત આજની વિષમ પરિસ્થિતિમાંથીજ આવી છે. એ રીત જ્ઞાનની રીત જેવી મીઠી કે મધુર નથી. એ શોષણમાંથી, શોષણે ઊભા કરેલા ભૂખમરામાંથી અને ભૂખમરાએ ભૂંસી નાખેલા સમસ્ત જગતના મજૂરસંઘના નાતજાતના અને ધર્મ કે રાષ્ટ્રના ભેદોમાંથી આવી છે. 'સમસ્ત જગતના કામદારો એક થાઓ' ( workers of the world unite ) એવી જગતના એક ખૂણામાંથી બૂમ પડી ત્યારથી જગતનો કામદારસંઘ એક થઇ રહ્યો છે, એવી બૂમથી માનવ-સમાજનો મોટામાં મોટો ભાગ અનેક વર્ગ ભૂંસી નાખી અને અનેક ભેદો ભૂંસી નાખી એક બને તે જીવન તંત્રના આરોગ્યની આશાનો નાનો-સૂનો દાખલો નથી. કોઇપણ શરીરશાસ્ત્રી કે માનસશાસ્ત્રીને એમાં મનુષ્યના સમાજના આરોગ્યનો જબ્બર પ્રવાહ વહેતો જણાવો જોઇએ.

પહેલા, એક ગામ ને બીજું ગામ પરદેશ હતું, એક પ્રાંત બીજા પ્રાંતને પરદેશ ગણતો. એક ટોળી બીજી ટોળીને પરાય ગણતી, એક ધર્મ બીજા ધર્મને પગચોજ માનતો. એક રંગવાળી જૂચામડીવાળો માણસ દા રંગની ચામડીવાળાને પરદેશી ગણતો.

આજે એ વર્ગો વચ્ચે સહિષ્ણુતા કે સહકારની વાતો થાય છે તેમ નથી પણ આજની આગગાડીઓ અને તારટપાલો, આજનાં વહાણો અને વિમાનો, આજના રેડિયો અને વાયરલેસો તથા આજનું નવું સંપત્તિશાસ્ત્ર, રાજકારણ, આજનું શરીરવિજ્ઞાન અને માનસવિજ્ઞાન એ વર્ગોને ભૂંસી નાખવાજ માગે છે. વર્ગો વચ્ચે સહકાર કે સહિષ્ણુતા એ બહુ ઝેરી અને ઘાતકી મધ્યમ માર્ગ છે. સહકાર કે સહિષ્ણુતાની પામર નીતિ આજ સુધીની કાયરતાએ સ્વીકારી છે. વર્ગીકરણના મૂળમા ઘા થાય તોજ રોગના મૂળ ડમાવાના છે, અને રોગના મૂળ ડમાયા વિના સાચું આરોગ્ય આવવાનું નથી જ.

માનવસમાજના બે આવેગો છે: એક આત્મરક્ષણનો અને બીજો જાતીય રક્ષણનો. એ બેય આવેગો એક વખત વરૂ ને વાઘના જેવા હતા, લોકડી ને શિયાળ જેવા હતા; ત્યારે મનુષ્ય પશુ હતો. આજે પણ મનુષ્યનો એક નાનો સમાજ કે વર્ગ પોતાના એ આવેગોના આવિષ્કારમાં વાઘ કે વરૂ અને શિયાળ કે લોકડીને મળતો આવે છે. પણ માનસવિજ્ઞાન એવી પક્ષપાતી દૃષ્ટિએજ મનુષ્યને જોવાની ના પાડે છે. એક વખતે મનુષ્યના મનોવ્યાપારોને બહાર આવવાના સંજોગો જંગલી હતા, આજે સંજોગો જંગલી નથી, જંગલીને ટપી જાય તેવા ઘાતકી છે. એ સંજોગોનો વિનાશ, એ સંજોગોના મૂળનો વિનાશ, જો ધારે તો, મનુષ્ય પોતાની મર્યાદિત શક્તિથી પણ જરૂર લાવી શકે તેમ છે. માનવસમાજ રોગનો વિનાશ કરી સંજોગોને બદલી આરોગ્યમાં નજ જીવી શકે તેવી વાત જંગલી ને જૂની છે, નવીન માનસવિજ્ઞાનનાં નવીન સત્યોથી તે ગલત ઠરી છે.

---

# ફ્રોઈડ અને માકર્સ.

ઉગ્ર બનતા શોષણમાં અને ઉકેલ માગતા સામાજિક સંજોગમાં ફ્રોઇડ અને માકર્સના દષ્ટિબિન્દુઓ જરાક ઝીણવટથી જોવાનો વારો આવી લાગ્યો છે.

એ બંને જર્મન છે. એમાંનો એક માનસશાસ્ત્રી છે, બીજો સમાજશાસ્ત્રી છે. બન્ને પોતપોતાના કાર્યપ્રદેશના પ્રખર ક્રાન્તિકારીઓ છે. એકે વિષય સંજોગોના અત્યાઘાતમાં મનુષ્યના મનને જોઇ અને મનના અજ્ઞાત પ્રદેશને ગોતી કાઢી જગતને ચોંકાવનારી હકીકતો હાથ કરીછે, બીજાએ એજ અત્યાઘાતી સંજોગોના શોષણને શોધી જગતની ઉંધી વિચારસરણીને સીધી કરી ખૂબ સરલ રીતે સમજાવી બતાવી છે.

બન્નેએ એક આખી ઐતિહાસિક પરિસ્થિતિને જોઇ છે. એક માનસવૈજ્ઞાનિકની રીતે અને બીજાએ સામાજિક વૈજ્ઞાનિકની રીતે. બન્ને આજની સંસ્કારિતા એ એક મોટો મૂડીવાદી સમાજરચનાએ ઉભો કરેલો ભ્રમ છે એ વાત સાથે સંમત છે પણ એ ભ્રમના સ્વરૂપ સાથે બન્નેનો થોડોક દષ્ટિભેદ છે, જે આપણે આપણી બુદ્ધિના

સંપર્કથી સમજી લઇ એ ભ્રામક સંસ્કૃતિના વિદારણના વિચાર પર આવવું જોઇશે.

એ રીતે આપણી પાસે ત્રણ વસ્તુઓ રજુ થાય છે. આજની રોગી સમાજરચના એ સમાજરચનાની, ભ્રામક ( illusive ) સંસ્કૃતિ, એ ભ્રામક સંસ્કૃતિ પર એ ઉભય વૈજ્ઞાનિકોએ પોતપોતાની વિચારપદ્ધતિએ નાખેલો પ્રકાશ. આપણે એ સૌ બાબતો એક પછી એક વિચારવી રહી.

આપણે આજની રોગી સમાજરચના વિષે આગળ વાત કરી ગયા છીએ, એટલે એ વિષયમાં અહીં લંબાણમાં ઉતરવાની જરૂર નથી.

આપણા આજના સમાજમા બે મુખ્ય વર્ગો છે. એક કિંચન ( haves ) અને બીજો અકિંચન ( have nots ) પહેલો વર્ગ ઉત્પત્તિના બધાં સાધનોનો માલિક બની બેઠો છે અને બીજા વર્ગને માલિક વર્ગના ગુલામ બનવાની ફરજ પડી છે.

પહેલો વર્ગ માલિક છે, શાસક છે, બીજાની મહેનત પર જીવનારો છે, બીજો વર્ગ શાસિત છે, મિલ્કત વિનાનો છે, શ્રમજીવી છે. આજની મૂડીવાદી સમાજરચનામાં એક મૂડીદાર ( Bourgeoisie ) અને બીજો કામદાર ( Proletariat ) કહેવાય છે.

મૂડીદાર વર્ગ સત્તાવાન હોવાથી, ઉત્પત્તિના સાધનોનો માલિક હોવાથી, સરકારોનો ગોઠીઓ હોવાથી એ વર્ગની સત્તા નીચે, સમાજની બધી નિશાળો, બધા છાપખાનાં, કવિઓ અને લેખકો, ધર્મની સંસ્થાઓ અને સરકારી કાયદાકાનુનો હોય છે. એજ વર્ગ નાટકો અને સિનેમાઓ, તથા સામાજિક પ્રચારનાં બીજાં ઘણા સ્વરૂપો પર સત્તા ચલાવતો હોય છે. એ રીતે એ વર્ગ આ બધાં સાધનો

દ્વારા પોતાના વર્ગસ્વાર્થની દૃષ્ટિએજ લોકમાનસ પર સૂચનો કર્યા કરે છે. એ ઝેરી સૂચનો ( suggestions ) નીતિ કે ધર્મના નામથી, સામાજિક આચારવિચાર કે સરકારી કાયદાના નામથી ઓળખાય છે. એ બધાં સૂચનો ભેગાં મળી લોકમાનસ પર એક વિચારસરણી ઠોકી બેસાડે છે. એ વિચારસરણીને અનેક જાતના ભયો, લાલચો અને વહેમોથી રક્ષવામાં આવે છે. એ વિચાર સરણી મનુષ્યની બુદ્ધિપર કાપ મૂકે છે. શ્રમજીવી માટે ઘાતક બનેલી એ વિચાર સરણી મૂડીવાદી વિચારસરણીના નામથી ( **Bourgeoisie ideology** ) ઓળખાય છે.

તો પણ મૂડીવાદી સમાજરચનાની ઘાતક નીતિએ ઉભી કરેલી મનુષ્યના મોટા ભાગની લૂંટ, અને મનુષ્યના મોટા ભાગમા વ્યવસ્થિત રીતે ચાલી રહેલી ખુનામરકી શાસિત વર્ગને વિચાર કરવાની ફરજ પાડે છે. શોષક અને શાષક વર્ગ વધારે નફો મેળવવા યંત્રોને આમંત્રી વૈજ્ઞાનિક વિચારણાના પાઠ જાણ્યા અજાણતાં આપી દે છે. વિજ્ઞાન મનુષ્યની બુદ્ધિને જગાડે છે. બહારનાં પરિબળો તથા પોતાની ઘાતક પરિસ્થિતિથી પીડાયલો, રિબાયલો, કચડાયલો અને લૂંટાયલો શ્રમજીવી વિચાર કરતો થાય છે. એને શોષકોના સમાજે ઉભા કરેલા ભ્રમો દેખાવા માંડે છે. એની આંખો ઉઘડે છે. એ પોતાની નવી વિચારસરણી બાંધે છે. એની વિચારસરણી શ્રમજીવી વિચાર સરણી ( **Proletarian ideology** ) ના નામથી ઓળખાય છે.

એકજ સમાજમાં પડેલા બે મુખ્ય વર્ગોની બે વિચારસરણીઓ આમ સ્પષ્ટ થતાં બન્ને વર્ગો વર્ગ-જાગ્રત ( *class conscious* ) બને છે. એમ થતાં કલહ તીવ્ર બને છે.

જાગ્રત ( conscious ) બનેલા બન્ને વર્ગો યુદ્ધે ચઢે છે. સમાજ એક સમરાંગણ બને છે.

યુદ્ધમાં સ્વાભાવિક એવા માનસિક પ્રવાહો છૂટવા માંડે છે. એ પ્રવાહો, બીક અને તિરસ્કારના છે, વેરને ખુનામરકીના છે. એમ છૂટા મૂકાયલા પ્રવાહો સમાજમા પરપીડન ( sadism ) અને સ્વપીડન (masochism) નાં જૂદાં જૂદાં સ્વરૂપોમાં દેખા દે છે.

યુદ્ધે ચઢેલા બન્ને વર્ગો પોતપોતાના સાહિત્યો અને પોતપોતાના વ્યૂહો ઉભા કરે છે.

કેવળ અન્યાય અને વ્યવસ્થિત ( organise ) હિંસા અને લૂંટપર તથા મનુષ્યના મોટા ભાગ તરફ તિરસ્કાર અને ઉદાસીનતા પર નભતો શોષક કે મૂડીદાર વર્ગ કાયદો અને વ્યવસ્થાના, નીતિ અને ન્યાયના, અહિંસા અને પવિત્રતાના, હૃદય પલટા અને પ્રેમના, વિકાસ અને સર્વોદયના નામવાળો એક મોટો કારણવાદનો ( Rationalisation ) પ્રકાર ઉભો કરે છે. એ રીતે એ વર્ગ ભલાંભોળાં માણસોને તથા અક્કલમંદ લોકોને પોતાના મોટાં મોટાં નામવાળી ધોળી જાળમા ફસાવવા માગે છે. એ રીતે એ વર્ગ પોતાની ભ્રામક સંસ્કૃતિને અને એ રીતે પોતાના સ્વાર્થને જાળવી રાખવા ધર્મ અને નીતિના નામમાં, પુણ્ય અને પવિત્રતાના નામમાં એક મોટો બીજો ભ્રમ ઉત્પન્ન કરે છે.

પણ એજ વખતે જાગેલો પીડિત વર્ગ અને સાચી સહાનુભૂતિથી એ પીડિત વર્ગને સાથ દેનાર બુદ્ધિમાન વર્ગ મૂડીવાદે ઉત્પન્ન કરેલા ભ્રમનો, મૂડીવાદે પાથરેલા મોટાંમોટાં નામવાળા કારણવાદનો ( Rationalisation ) વૈજ્ઞાનિક વિચારણાને મોખરે રાખી સામનો કરે છે.

એવે સમયે સમય બહુ જોરથી ચાલે છે, દેશદેશનાં અંતર ઝડપથી ભૂંસાવા માંડે છે. માનવસમાજ વેગથી વિચાર કરતો થાય છે. માનવ સમાજનાં વિકાસનાં પરિબળો ખૂબ વેગથી ગતિમાન થાય છે. એવા કાળને ક્રાન્તિકાળ કહેવાય છે. આજે આપણે એવા એક ક્રાન્તિ કાળમા જીવનના ઉતાવળા શ્વાસ લઇએ છીએ.

આપણે બીજી વાત પર ચાલીએ. એ વાત આજની ભ્રામક સંસ્કૃતિની છે, જેને આપણે સંસ્કૃતિ ( culture ) કહીએ છીએ તે એક મોટો ભ્રમ (illusion) છે એ વાતપર ફ્રોઇડ અને માકર્સ બન્ને સંમત છે.

સંસ્કૃતિ શું છે? કારખાનાં ચલાવવાં તે? ખાણો ખોદવી તે? મનવારોમા મહાસાગર ઉલેચવા તે! વિમાનોમાં આકાશ ખૂંદવું તે! આગગાડીઓમાં દોડધામ કરવી તે! બટન દાબીને વિજળી સળગાવવી તે! અને તાર ટપાલ વિના પણ આકાશી આંદોલનોને પકડી દેશકાળનું અંતર ભૂસી વાતચીત કરવી તે!

ના, રે, ના; એ સંસ્કૃતિ નથી. એ તો માત્ર સંસ્કૃતિનું અતિ નાનકડું અંગ છે. સંસ્કૃતિનું મુખ્ય લક્ષણ યાન્ત્રિક ( Mechanistic ) નથી, માનુષિક ( Humanistic ) છે.

એ માનુષિક અંગ કયું એવો પ્રશ્ન આપણને સૌને થાય છે. એના જવાબમાં એમ લાગે છે કે જેમા મનુષ્યત્વની બુધ્ધિનો અને લાગણીનો, બન્નેનો વિકાસ થાય અને તેનેજ માનુષિક ( Humanistic ) વિકાસ થયો કહેવાય. જ્યાંસુધી મનુષ્ય મનુષ્યનો સંબંધ સુધરતો નથી ત્યાસુધી સાચો સંસ્કાર કે સંસ્કૃતિ ( Culture ) કંઇપણ આવતું નથી અને મનુષ્યનો એકલો યાંત્રિક વિકાસ થવાથી એટલે એનાં સાધનો ( Weapons ) સુધરવાથી કે ઉંચા પ્રકારનાં થવાથીજ સંસ્કૃતિ કદી આવતી નથી.

જેને આપણે સંસ્કૃતિ ( Culture ) કહી શકીએ એવી કોઇ વસ્તુ આપણી પાસે નથી એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. સંસ્કૃતિના ખોટા કે જૂઠા નામમાં મનુષ્ય સમાજ પાસે આજસુધી જે વસ્તુ ધરવામાં આવી છે તે કેવી પોલી, કેવી ભય અને લાલચોથી ભરેલી, કેવી ઘાતક અને કેવી વ્હેમી છે તે વાત આજે આંખો ખોલીને જુએ તે સૌને જણાય તેવી છે.

એ પોકળ સંસ્કૃતિએ બુદ્ધ ને મહાવીરો પાસે અહિંસાની ખોટી વાતો કરાવી છે. એ સંસ્કૃતિ આજે આટલાં બધાં લાંબાં વરસોને પરિણામે માનવ સમાજના મોટા ભાગની છાતીપર ઓથાર ( nightmare ) બની ચઢી બેઠી છે. જાગેલી માનવજાત કોઇ ભયંકર સ્વપ્નની આવી જાળને શરમ ને બીકથી ધડકતા કાળજે વિચારી રહી છે. કેવળ યંત્રો કે સાધનોને જોઇ તેને આવી સંસ્કૃતિ માની એ બધા યાત્રિક સાજની ફૂટતા ઉપરથીજ સંસ્કૃતિ આવી ગઇ માની ફૂલાતી માનવજાતનો ભ્રમ આજે દૂર થતો જાય છે. આજે જાગતા મનુષ્યને જંગલની હેવાનિયત કરતા વધારે હિંસક અને જંગલીની મૂઢતા કરતાં વધારે વ્હેમી સ્વરૂપમા આજની સંસ્કૃતિ દેખા દે છે.

સંસ્કૃતિએ માનવ સમાજને એની જંગલીની હિંસક પરિસ્થિતિમાથી મુક્ત કરવો જોઇએ. આજે જે સંસ્કૃતિના નામથી ઓળખાય તે તેણે મનુષ્યને ઉલટો વધારે હિંસક અને જંગલી પશુ બનાવ્યો છે. સંસ્કૃતિએ માનવજાતની મુક્તિને માટે, મનુષ્યની જીવનની જરૂરિયાતો સંતોષવા માટે કુદરતનાં બળો ઉપર કાબૂ મેળવી તેમને મનુષ્યના સુખના સાધનો માટે રોકવાં જોઇએ, આજે જે યાંત્રિક સંસ્કૃતિ ( mechanistic culture ) આપણા

માનવસમાજે સંપાદન કરી છે તેણે કુદરતનાં અનેક બળો પર કાબુ મેળવ્યો છે ખરો પણ એથી માનવસમાજનો ઘણો મોટો ભાગ એજ સંચાઓથી સુખનાં સાધનો મેળવવાને બદલે એજ યંત્રજાળમાં પિસાઇ મરે છે, અને સંસ્કૃતિએ મનુષ્યનો મનુષ્ય સાથેના સંબંધો અને ખાસ કરીને સમાજની સમૃદ્ધિની ઉત્પત્તિ અને વહેંચણીના આર્થિક સંબંધો જરૂરિયાતની દૃષ્ટિએ સમાનતાના પાયાપર મૂકી માનવસમાજમાં મનુષ્યની હસ્તિને સલામત બનાવી એના વિકાસને એક ધારો અને બધી બાજુથી વ્યવસ્થિત કરવોજ જોઇએ. આજે જેને આપણે સંસ્કૃતિના નામથી ઓળખીએ છીએ તેણે મનુષ્ય મનુષ્યના સંબંધોમાં કેવળ અંધેર (anarchy) ચલાવ્યું છે. આપણે ત્યાંના મનુષ્ય મનુષ્ય વચ્ચેના આર્થિક અને બીજા સંબંધો જંગલની હેવાનિયતને ટપી જાય તેવા ઘાતકી છે, અંધાધુંધીવાળા છે, અસમાન છે, અન્યાય પર રચાયા છે.

અને પરિણામ! પરિણામમાં સમાજની એકે એક વ્યક્તિ આજની ભ્રામક સંસ્કૃતિ સાથે કોઇને કોઇ રીતે દુશ્મનાવટ કેળવી રહી છે. માનવ સમાજના મનની એકેએક કલ્પના આજની સંસ્કૃતિથી પ્રત્યાઘાત સેવી રહી છે, માનવ સમાજના મનનો એકેએક તરંગ એ સંસ્કૃતિના નાશપર કોઇ જુદીજ ઘટમાળ રચી રહયો છે. આજની સંસ્કૃતિ તરફની એવી પ્રતિકૂળ પ્રતિક્રિયા જરાક ઝીણવટથી મનુષ્યની પ્રક્રિયા જોનાર સૌ કોઇને સ્પષ્ટ થાય છે. આજના માનસપૃથક્કરણો માનવ સમાજના મનને પૃથક્કૃત કરી આજની ઘાતક સંસ્કૃતિ સામેના અનેક દાખલાઓ દેખાડી આપ્યા છે અને એ સંસ્કૃતિના વિનાશ માટે મનુષ્યની અંદરનાં કેટલાં ને કેટલાં બળો કામ કરી રહ્યાં છે તે બતાવી આપ્યું છે.

મૂડીવાદી સમાજરચનાએ સત્તાવાનોના આશરા હેઠળ ઉભી કરેલી એ સંસ્કૃતિ, માયાજાળને રક્ષવા ત્યાગની ભાવનાઓ રજુ કરી

માનવજાતને મૂર્ખ બનાવી છે ? એ સંસ્કૃતિને સાચવી રાખવા શાસકો અને શોષકોએ ધર્મ નામના ઝેરને બળજબરીથી રાખવાનો પ્રયત્ન કર્યો છે. એ ભ્રામક સંસ્કૃતિની સંસ્થાને બચાવી રાખવા શાષકો અને શોષકોએ અનેક કાયદાઓને વિધિ નિષેધો લખી નાખ્યા છે અને એ ભ્રામક સંસ્કૃતિને રક્ષવા કેટલાએ દારૂગોળાના ઢગલા પર નિર્દોષ મનુષ્યોના કરોડો માથા વધેરાયાં છે, એ વિષમ સંસ્કૃતિના બનેલાં અસંખ્ય મનુષ્ય સંસ્કૃતિએ રચેલા કારાગારોમાં આજીવન સડથાં છે.

અને તોપણ એ સંસ્કૃતિ સામેનો વિરોધ આજે વધતો ગયો છે, એ સંસ્કૃતિને એના કાયદાઓ, એની પવિત્ર બેડિઓ, એની લાલચો, એની કારમી શિક્ષાઓ, એના યુદ્ધો, લાંબો સમય નહીં રક્ષી શકે એમ આજે મનુષ્ય સમાજના બહારના સંજોગો અને માનવસમાજના મનના અજ્ઞાત પરિબળો બૂમ પાડીને કહી રહ્યાં છે.

એવી વાત માનસ વૈજ્ઞાનિક ફ્રોઇડ અને સામાજિક ચિંતક માર્ક્સ એક સરખી રીતે ઉચ્ચારે છે અને બન્નેને એક સરખી રીતે લાગે છે કે આજની ભ્રામક સંસ્કૃતિ આત્મવિનાશ તરફ પગલાં માંડી રહી છે. એક ક્રાન્તિનો રાતો દિવસ બન્નેની નજર સામે તરવરે છે અને ભૂત અને વર્તમાનના અનુભવો પરથી બન્નેની નજર વૈજ્ઞાનિક રીતે ભાવીમાં ડોકીઉં કરે છે અને ત્યા આગળ બન્નેની નજરમાં ભાવિનાં જૂદાં જૂદાં ચિત્રો રજૂ થાય છે એમ કહેવા કરતાં માનસ વૈજ્ઞાનિક મનના પ્રદેશ પરથીજ કલ્પના કરી અટકી જાય છે જ્યારે સમાજશાસ્ત્રી પોતાની ભૌતિક વિવર્તનવાદની દૃષ્ટિને ( dialectical materi-alism ) ભવિષ્યમાં દોડાવી ઐતિહાસિક ભૌતિકવાદ ( Historical ( materialism ) ની ભાષામાં ભાવી સમાજનું એક ચોક્કસ

સ્વરૂપ રજુ કરે છે અને એ સ્વરૂપને પહોંચવાનો માર્ગ સ્પષ્ટ અને સરલ બતાવે છે. એવા એ માર્કસની નજરમાં કોઇ દિવા સ્વપ્નોનો મોદ નથી પણ ઐતિહાસિક પરિબળોના ઉકેલથી આવેલાં સપ્નાઓને સ્પષ્ટતા છે.

આપણે આજની ભ્રામક સંસ્કૃતિના દર્શન પછી માનસ વૈજ્ઞાનિક ફ્રોઇડનો દષ્ટિકોણ વાચીએ. એ કહે છે કે × " એમ ધારી શકાય કે સમાજની એવી નવ રચના શકય અને જેમાં મનુષ્ય મનુષ્યના સંબંધો અને......જેમા મનુષ્યનો આજની સંસ્કૃતિ સાથે છે તેવો જતો રહે અને પછી સમાજ આનર કલહથી મુકત થઇ મનુષ્ય સમાજની બધી ઉત્પત્તિ, માનવસમાજ આખા સમાજના ઉપભોગ અને આનંદ અર્થેજ વાપરે. "

માર્કસને પણ એની એ વાત જણાઇ છે પણ જૂદી રીતે જૂદી રીતે એટલા માટે કે એ દર્શન પાછળ જે સચોટતા, ઘટનાયુકતતા અને સ્પષ્ટતા માર્કસના માથામા આવી તે ફ્રોઇડના માથામા આવી શકી નથી. એના કારણમાં એક ઓછો બુધ્ધિમાન અને બીજો વધારે છે એમ નથી પણ બન્નેના વિચાર પ્રદેશ જૂદા હોઇ બન્નેએ સમાજરચનાપર જૂદીરીતે પ્રકાશ નાખ્યો છે. ફ્રોઇડનો દષ્ટિકોણ

×One might suppose that the reorganisation of human relations should be possible, which by abandoning coercion and the suppression of the instincts, would remove the sources of dissatisfaction with culture, so that undisturbed by inner conflict men might devote themselves to the acquisition of natural resources and to the enjoyment of the same."

એ વિષયમાં અધૂરો પણ લેખાય. જે ભૌતિક નિવર્તનવાદના દષ્ટિકોણમાં માર્કસ ઇતિહાસનાં પરિબળો વાંચ્યાં તે દૃષ્ટિકોણ માનસવૈજ્ઞાનિક પાસે નહીં હોવાથી એણે નીચેના શબ્દો બોલી આ આખો મહત્વનો વિષય પતાવી દેવાનો પ્રયત્ન કરેલો જણાય છે × "એવી સમાજરચના એ હેમયુગ લેખાય પણ એવી વસ્તુસ્થિતિએ પહોંચવાની શકયતાજ છે કે કેમ એ વાત શંકાસ્પદ છે"

અને વાત પણ સાચી છે માનસવિજ્ઞાનનો પ્રદેશ એવી શકયતાનો નિર્ણય કરવાનો વિષય નથી પણ અત્યારના માનસપરિબળોનું અવલોકન અને તેના ઉકેલનો છે. એવી વસ્તુસ્થિતિએ માનસવૈજ્ઞાનિકને મન હેમયુગ હોવા છતા શકયતાની દૃષ્ટિએ શંકાસ્પદ છે જ્યારે એજ વસ્તુસ્થિતિ હેમયુગ હોય કે ગમે તે યુગહોય તોય શકય છે એટલુંજ નહીં આવશ્યક રીતે શકય છે કારણ ઇતિહાસના પરિબળો આજે એજ વસ્તુસ્થિતિ તરફ ગતિ કરતા માલમ પડ્યાં છે, એકલા માનસ પરિબળોથી જે વસ્તુ સમજવી અધૂરી રહે છે તે વાત ઐતિહાસિક પરિબળોનું દર્શન યથાર્થ રીતે કરાવે છે.

પણ આપણને સવાલ થાય છે કે એવી વસ્તુસ્થિતિ ( State of affairs ) એ સમર્થ માનસ વૈજ્ઞાનિકને શાથી અશકય લાગે છે ? એના બે કારણ છે એક એ કે અત્યારના સમાજના માનસમા એને પૃથક્કરણમા દેખાયલા સમાજવિરોધી બળો અને બીજું એ કે એ માનસ વૈજ્ઞાનિકે પોતાના માનસ પ્રદેશની બહાર હોવાથી એ સમાજવિરોધી બળોનાં સાચા ઐતિહાસિક કારણોપર નજર દોડાવી નથી તે.

× "that will be the golden age, but it is questionable if such a state of affairs can ever be realised"

આપણે એ બન્ને કારણો જોઇ લઇએ. પહેલા કારણના સંબંધમા એ માનસ વૈજ્ઞાનિક બોલે છે. × " હું ધારું છું કે, દરેક માણસમા વિનાશક એટલે સમાજવિરોધી અને સંસ્કૃતિ વિરોધી વલણો માલમ પડયાં છે એ વાત ધ્યાનમા લેવી જોઇશે તથા માણસોની મોટી સંખ્યામાં ઉપલા બન્ને વલણો, તેમના સમાજ સાથેના વર્તાવનું સ્વરૂપ નકકી કરતાં હોય છે તે પણ યાદ રાખવું જોઇશે

આ માનસ હકીકત સંસ્કૃતિનું મૂલ્યાંક કરતી વેળાએ મહત્વનું સ્વરૂપ ધારણ કરે છે.

જીવનના પોષણ અને નિભાવ અર્થે કુદરતપર વિજય મેળવવામા અને સંસ્કૃતિ પર ઝઝુમતા ભયોને સંપત્તિની યોગ્ય વહેંચણીથી ભૂસી નાખવામા સંસ્કૃતિનું હાર્દ રહેલું છે એમ કોઇ વિચારે, પણ

× "One has, I think, to recon with the fact that there are present *in all men destructive*, and *therefore anti-social* and *anti-cultural tendencies*, and that with a great number of people. These are strong enough to determine their behaviour in human society. This psychological fact acqires a decisive significance when one is forming an estimate of human culture.

One thought at first that the essence of culture lay in the conquest of nature for the means of supporting life, and in eliminating the dangers that threaten culture by the suitable distribution of these among mankind; but now the emphasis seems to have shifted away from the *material plane* on to the psychical."

હવે તો મહત્વ ભૌતિક પ્રદેશમાંથી માનસપ્રદેશ તરફ ખસતું આપણને દેખાય છે."

અને વાત પણ સાચી છે કે આજના સમાજ—માનસમાં સમાજ-વિરોધી અને સંસ્કૃતિ વિરોધી બળો છે જ. એ બળોનાં દર્શન માટે એ મનુષ્ય મનુષ્યના સંબંધને લગતી સમાજરચનાની શકયતાના પ્રશ્નને માનસ પ્રદેશનો પ્રશ્ન બનાવવાનું કહે છે પણ એ પ્રદેશને કેવળ માનસપ્રદેશનો પ્રશ્ન બનાવવાનું કહેવામાં પોતાના પ્રદેશ તરફનો સાહજિક પક્ષપાત એ પોતે જાણતાં અજાણતાં વ્યકત કરે છે અને એમ કરતાં એ પ્રશ્નના ઉકેલને માટે ઐતિહાસિક પરિબળોની વાસ્તવિકતાઓ (Objective Conditions) પાસે આપણે કંઇજ જોવા જાણવાનું નથી એમ માનવા મનાવવાની ઉતાવળ કે ભૂલ કરે છે.

આપણે બીજા કારણ પર ઉતરી પડીએ છીએ. આપણા સવાલના મૂળમાં ઉતરવાનો પ્રદેશ કેવળ માનસિકજ ( psychical ) નથી રહેતો પરન્તુ ઐતિહાસિક ( historical ) પણ છેજ.

માનસિક પ્રદેશમાં આપણને સમાજ વિરોધી ને સંસ્કૃતિ વિરોધી પરિબળો જણાય છેજ, આજના સમાજમાં મનુષ્ય મનુષ્યનો સમાજ ઘાતકી છેજ. આજનાં પરિબળો માનવસમાજને કઈપળે કયા આત્મ વિનાશના ખાડામાં નાખી દેશે તે કોઇપણ કહી શકે તેમ નથી. આજનાં મનુષ્યની પાર્થિવ જરૂરિયાતોનાં દમનો, અને પરિણામી ભૂખમરો, વેશ્યાવાડો, બેકારી, ગુંડાગીરી અને વ્યવસ્થિત રીતે ચાલતી મૂડીવાદી અંધેરની ખુનામરકી અને તેની તરફની પ્રતિક્રિયા રૂપે ચાલતી બીજી અનેક ખુનામરકીઓ, વ્યભિચારો અને અત્યાચારો આજે કોઇપણ વિચારવાનનું ધ્યાન ખેંચે એવાં છેજ.

"પણ એ બધું શા માટે છે ?" એવો પ્રશ્ન એ માનસ-વિજ્ઞાનિકને કેમ થતો નથી ? અને થાય છે તો તેનો સંતોષકારક જવાબ માનસ વિજ્ઞાન કેમ આપતું નથી ?

કદાચ એનું કારણ એમ પણ હોય કે એના જવાબમાં માનસ વિજ્ઞાને પરદેશમાં કે પોતાથી જુદા પ્રદેશમાં પ્રવેશ કરવો પડે. ગમે તે કારણ હો, પણ એ માનસ વૈજ્ઞાનિકે એ ઉકેલને અધૂરો રાખ્યો છે અને એણે એ ઉકેલનો જે ભાગ અધૂરો રાખ્યો છે તે ઉકેલ માર્કસનુ ભૌતિક વિવર્તનવાદનું ઐતિહાસિક દ્દષ્ટિબિન્દુ આપણી સમક્ષ ખૂબ સરલ અને સ્પષ્ટ શબ્દોમાં ધરે છે. આપણે વસ્તુ સ્થિતિની આખી સમજ માટે એ દષ્ટિ કોણને પણ સમજવોજ જોઈશે.

એ વાત સમજવા જતા પહેલા એ સમર્થ માનસવૈજ્ઞાનિક ફ્રોઈડના થોડાક અભિપ્રાયો ન જોઈ લઈએ તો એ વૈજ્ઞાનિકને આપણે અન્યાય કર્યો કહેવાય. માર્કસના ભૌતિક વિવર્તનવાદ (*dialectical materialism*)ના ઐતિહાસિક દષ્ટિકોણથી પોતાના વિજ્ઞાનને દૂર રાખીને પણ, એ તરફ ઉદાસીનતા ધરીને પણ એ વૈજ્ઞાનિકે માર્કસના દષ્ટિકોણનું પ્રબળ સત્ય સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર્યું છે. એના એ શબ્દો આ રહ્યા. એ આપણે વસ્તુની સ્પષ્ટતા ખાતર અહીં ઉતરવાજ રહ્યા. ×

---

*"I know what objections will be brought against these arguments. It will be said that the character here delineated...........is itself only the result of defective cultural organisation, through which man have become embittered, revengeful and unapprochable. New generations brought up kindly and taught to have respect for reason, who have excperienced*

એની સામે શું વાધાઓ ધરવામાં આવશે તેની મને ખબર છે. એવું કહેવામાં આવશે કે જે બાબત અહીં ચર્ચવામાં આવી છે તે પોતે દોષિત સંસ્કૃતિનું પરિણામ છે કે જે સંસ્કૃતિએ માણુસ માણુસ જાતને અંદરઅંદર એક બીજા તરફ અમિલનસાર, વૈરભાવવાળી તથા દુસ્મનાવટવાળી બનાવી દીધી છે. નવી પ્રજાનો વધારે સહાનુભૂતિપૂર્વક ઉછેર થતા અને સકારણુતા માટે માનભાવ ઉત્પન્ન કરતાં તથા યોગ્ય જાતના સંસ્કારોના લાભ જીવનની શરૂઆતમા આપતાં તે જીવન તરફ જૂદી જાતનુંજ ( નીરોગી ) વલણુ અખત્યાર કરશે. તે પ્રજાને નવી સંસ્કૃતિ આત્મીય લાગશે અને તે ભાન સાથે તે તેને માટેની મહેનતમાં આપભોગ આપશે તથા તેના રક્ષણુ માટે પોતાના આવેગોના ઉપભોગનો પણુ સ્વેચ્છાએ ત્યાગ આપશે.

---

the benefits of culture early in life will have a different attitude towards it; They will feel it to be there very own possession, and they will be ready on its account to make the sacrifice in labour and in instinctual renunciation that is necessary for its preservation...........If no culture has so far produced human masses of such a quality, it is due to the fact that no culture has yet discovered the plan that will influence men in such a way and that from child-hood on.

It may be doubted whether it is possible at all or at any rate just now in the present stage of our conquest of nature, to establish a cultural organisation of this kind................but if only one can succeed in reducing to a minority the majority that is to-day hostile to culture, one will have accomplished a great deal, perhaps indeed everthing that can be accomplished.

જો આજસુધીની કહેવાતી સંસ્કૃતિએ એવી જાતનો માનવ સમાજ ન કર્યો હોય તો તેનું કારણ એ છે કે આજસુધીમાં સંસ્કૃતિએ મનુષ્યને એવી રીતે અસર કરવાની કોઇ રીત શોધી કાઢી નથી.

એવી જાતની સંસ્કૃતિની યોજના શક્ય છે કે કેમ તે શંકાસ્પદ લેખાય અથવા કંઇ નહીં તો કુદરત પરના કાબૂની આજની વસ્તુપરિસ્થિતિમા તો એવી સંસ્કૃતિની સ્થાપના શક્ય છે કે કેમ તે શંકાસ્પદ છેજ.

પણ છેવટે જો સંસ્કૃતિ સામેની દુશ્મનાવટમાં આજે બહુમતિ છે તેને બદલે લઘુમતિ કરવામાં પણ જો કોઇ ફત્તેહ પામે તો મારી દૃષ્ટિએ તે ઘણી મોટી ફત્તેહ લેખાય.

હું એવી જાતની અસર ઉત્પન્ન કરવા નથી માગતો કે મારી તપાસની વસ્તુથી હું ખૂબ આઘો ઉતરી ગયો છું અને તે માટે હું અહીં બહુ સ્પષ્ટ રીતે કહેવા માગુ છું કે યુરોપ અને એશિયા વચ્ચે પથરાયેલા એક વિશાળ રાષ્ટ્રમા નવીન સંસ્કૃતિનો જે પ્રયોગ થઇ રહ્યો છે તેના મૂલ્યની આ સ્થળે આંકણી કરવાનો મારો સ્વલ્પ પણ ઇરાદો નથી."

---

" I should not like to give the impression that I have wandered far away from the chosen path of my inquiry. I will therefore expressly assent that it is far from my intention to estimate the value of the great cultural experiment that is at present in progress in the vast country that stretches between Europe & Asia. "

પાછા આપણે વિષય ઉપર આવીએ અને જ્યાંથીએ વિષયને એ માનસ વૈજ્ઞાનિક પડતેર મૂકે છે ત્યાથી આગળ આજની બ્રામક સંસ્કૃતિના મૂળમાં માર્ક્સના ઐતિહાસિક ભૌતિકવાદના દષ્ટિકોણમાં કયા કારણો નજરે ચઢે છે તે જોઇએ.

આપણે આગળ જોયું કે આટલા બધાં વરસો પછી પણ જંગલમાં હતો તેના કરતાં સુધરવાને બદલે આપણી દુનિયાનો માનવસમાજ વધારે મોટો હિંસક પશુ બન્યો છે. કેવળ યંત્ર જેવો જડ બન્યો છે, બાળક જેવો મૂઢ કે તરંગી બન્યો છે. સમાજને સંસ્કૃતિનો વિરોધી બન્યો છે; તરંગી વ્હેમી, અને બ્રમિત બન્યો છે અને તેથી માણસ નિંદાય છે, પાપી મનાય છે. પતનશીલ લેખાય છે અને તેથીજ એ તો એવું ચાલ્યું આવે છે, દુનિયા સેતાનની માયા છે, જગતમા દેવો અને રાક્ષસો છે, વગેરે વગેરે જૂઠી ને બ્રામક વાતો ફેલાવવામા આવતી હોય છે.

મનુષ્યે ગમે તેટલાં પીણાની જાત શોધી કાઢી હોય તોપણ માનવસમાજના સૂકાયલા ગળામાં પણીનું એક ટીપું પણ પડ્યું નથી. રોજ રોજ નવી નવી ફેશનનાં ગમે તેટલાં કપડાં વણાનાં હોય તોય માનવસમાજના મોટા ભાગનું નાગું શરીર ઢંકાયું નથી, રોજ રોજ વિદ્વાનો શિક્ષણની પ્રથાઓ પર, અભ્યાસક્રમની યોજનાઓ પર અને કેળવણીના તત્ત્વચિંતન પર વાદવિવાદની ગમે તેટલી રમઝટ જમાવતા હોય પણ માનવસમાજના મોટા ભાગનું નાગું ભૂખ્યું બાળક મૂઢ મટયું નથી, કારણકે એના ભણતરનો હજુ વિચારજ થયો નથી.

અને ત્યારે એવા અધૂરા અને ખોટા પ્રમેય પરથી સિદ્ધાંત બંધાય કે મનુષ્ય પશુ છે, મનુષ્ય બાળક છે, મનુષ્ય જડ છે, તો

તે અધૂરો ને એક પક્ષીજ લેખાય. શોષણ કાળના સડેલા ઇતિહાસના પૂરાવા પરથીજ આપણે માનવસમાજને છેવટનું પ્રમાણપત્ર નજ આપી શકીએ. માનવસમાજની કિંમત આંકવા માટે આજે મનુષ્ય કેવો થયો છે તે વિચારવાને બદલે એવો શાથી થયો છે તે જોઇ લઇ સુધરેલા ભાવીમા એ કેવો થવા શકય છે તે વાત વિચારવી જોઇએ.

મનુષ્ય સુધર્યો નથી. સંસ્કૃતિ ભ્રામક છે. નીતિની ભાવનાઓ ભડકાવનારી મોટી મોટી વાતો માત્ર છે, ન્યાય ઢોંગી લોકોએ ઉભી કરેલી એક મોટી ગપ છે, મનુષ્યનો મોટો ભાગ પશુ છે, મૂઢ–બાળક છે, મૂઢ–બનેલો જડ યંત્ર જેવો છે એ બધી વાત સાચી છે પણ એ સૌના પૃથક્કરણમાં એક વધારે સાચી વાત આપણી સૌની પાસે રોકડો જવાબ માગે છે. એ વાત એ છે કે સંસ્કૃતિ ભ્રામક શા માટે છે ? આટલાં આટલાં વરસોના ઉપદેશો પછી, આપમેળો પછી અને પયગમ્બરોની દોડધામ પછી પણ મનુષ્ય પશુ કેમ છે, બાળક જેવો મૂઢ કેમ છે, યંત્ર જેવો જડ કેમ છે ?

મનુષ્યના મોટા ભાગને કેળવવા છેલ્લા હજારો વરસમાં શો પ્રયત્ન થયો છે ? આજે શું થાય છે ? મનુષ્ય મેલો હતો. હજારો વરસથી એના મેલ ધોવાને કેટલાં પાણી ઢોળાયાં છે ? કેટલા સાબુ ઘસાયા છે ? મનુષ્ય પશુ જેવો હિંસક હતો, એની પાશવતાને ઉદાત્ત સ્વરૂપ આપવા, એના કારમા આવેશોને કોમળતા શીખવવા શા અખતરા યોજાયા છે ? અને મનુષ્ય યંત્ર જેવો જડ હતો, એની જડતા દૂર કરવાને, એની જવાબદારી અને સ્વયંસ્ફૂર્તિને જગાડવાના કોણે પ્રયત્ન કર્યો છે ?

જો કોઇએ કંઇજ ન કર્યું હોય તો તેથીજ મનુષ્ય હતો તેવો છે.

પણ કોઇએ કંઇજ કેમ ન કર્યું ? કોઇથી કંઇજ કેમ ન થયું ? કંઇ કરી બતાવવાની આશાથી તો ઇસુઓએ દેહ દીધા, અને કંઇ કરી બતાવવાની ઉમેદ ધરીનેજ બુદ્ધોએ મહાભિનિષ્ક્રમણ કરી શરીર ગાળ્યાં

અને તોય કંઇજ થયું નથી, ઇસુઓ અને બુદ્ધોના શ્રમ એળે ગયા છે, ઝેરી સમાજરચનાએ એ સૌને મૂર્ખ બનાવી પોતાના નફાને માટે ખરીદી લીધા છે. નફાખોરોએ બધા ઇસુઓ, બુદ્ધો, અને પયગંબરોનાં ગળાંમાં પોતાના વેપારધંધાનાં પાટીઆં લગાવી એ સૌની પયગંબરીનો ઉપયોગ પોતાના નફા વધારવામાંજ કર્યો છે.

એવી એ ઝેરી સમાજરચના હજારો વરસથી ચાલી આવે છે. એ ઝેરી સમાજરચનાનું આજે ઉગેલું મૂડીવાદી સ્વરૂપ છેલ્લું છે. એના એ છેલ્લા રૂપમા એના વિનાશના પરિબળો સૌથી વધારે વિકાસ પામ્યાં છે. એ ઝેરી સમાજરચનાએજ મનુષ્યના બાળકને મૂઢ રાખ્યો છે. પશુ રાખ્યો છે, જડ રાખ્યો છે, ભ્રમિત બનાવ્યો છે અને પછી પોતાના નફા વધારાય તેટલા વધાર્યા છે.

એવી એ ઝેરી સમાજરચનામા હમેશાં મનુષ્યના મોટા ભાગ પર એક મુઠ્ઠીભર હકકધારીઓએ ( Privileged class ) શોષણ પર નભતા શાસન ચલાવ્યા છે. એ શાસનને ટકાવી રાખવા એ શોષક વર્ગે મનુષ્યને મૂર્ખ અને પશુ રાખ્યો છે, બાળક અને મૂઢ રાખ્યો છે, વ્હેમી અને માનસ બિમારીવાળો રાખ્યો છે.

માનસસમાજના મોટાભાગને મૂઢ અને મૂર્ખા રાખવા માટે શાસક અને શોષક વર્ગે કરેલા કારમા અત્યાચારો અને વ્યવસ્થિત રીતે મનુષ્યને વ્હેમી, હિંસક અને મૂઢ બનાવવાની અનેક રીતોના કરેલા અખતરાઓની આપણી દુનિયાના એકેએક ખૂણાનો ઇતિહાસ સાક્ષી પૂરે છે.

જંગલનો મનુષ્ય પશુ સાથેના જીવનકલહમાં કારમો પશુ હતો. મનુષ્યની અંદરના એ પશુને માલિકોની સંસ્થાઓએ અંદર અંદર સાહમારીઓની હરિફાઇઓ ગોઠવી ચઢાવી માર્યો છે. એ પશુને મલ્લકુસ્તીના ઇનામી દ્વન્દો ગોઠવી હરિફાઇમાં ફૂલાવી માર્યો છે, મનુષ્યની અંદરના એ પશુને પાંજરામાં પૂરી માલિકોના સમૂહોએ સરકસના ખેલો કર્યા છે, અને મનુષ્યની અંદરના એ પશુને માલિકોએ પૈસા બતાવી, પાનો ચઢાવી, દેશાભિમાન સળગાવી, બ્યુગલો વગાડી રણભૂમિમાં ઘસડી જઇ પછી એક બીજાને લાખોની સંખ્યામાં કાપી મારવાના પાઠ શીખવી સૌથી મોટા ખૂનીઓને, ઇનામો અને માનપત્ર આપ્યા છે તથા પશુતાને પોષવા મોટા મેળાવડા ગોઠવ્યા છે.

પછી પશુ મનુષ્યની અંદરના એજ વિફરેલા પશુને સકંજામાં પકડી રાખવા મોટાં કેદખાના બનાવ્યા છે, પાંજરા ગોઠવાવાં છે, વિજળીની ખુરસીઓ ઘડાવાઇ છે અને ફાંસીના માંચડા રોપાયા છે, ચાબૂકોના સીસકારા બોલાવાયા છે, લાલચો અને ઇલ્કાબો અપાયા છે. ખુનામરકી કરવાના પરવાના અપાયા છે.

અને મનુષ્યની અંદરનું બાળક ! હા, જંગલનો મનુષ્ય બાળક જેવો તરંગી અને મૂઢ હતો. હજારો વરસની શ્રામક સંસ્કૃતિના વિધાતા શોષકવર્ગે મનુષ્યને મૂઢ અને બાલિશ રાખવા બને તેટલું બધુંજ કર્યું છે. વહેમોથી ગાંડપણના પ્રકારોથી શોષકવર્ગે મનુષ્યના મોટા ભાગની મૂઢતા અને માનસબિમારીને તથા અનેક જાતના ભયો અને વ્હેમોને જાળવી રાખ્યાં છે. મનુષ્યના બાળકને એના પારણામાંથીજ હીપ્નોટીઝમના સૂચન પ્રયોગોથી બુદ્ધિશૂન્ય કે જડબુદ્ધિવાળું બનાવી દેવાની વ્યવસ્થિત યોજનાઓ ઘડી રાખી છે. મનુષ્યની બાલિશતામાં જે કંઇ તરંગી હતું, લાગણીના વેવલાપણા જેવું હતું, મૂઢતાથી ભરેલું હતું તે બધું બુદ્ધિપૂર્વક સાચવી રાખ્યું છે.

પરિણામે આજે માનવસમાજનો અતિ મોટો ભાગ બાલસ્વભાવમાંથી નીકળવાજ પામતો નથી. આજના ધર્મોના પ્રકારો, નાતો અને જાતો, ભગવાનો અને દેવદેવીઓમાં માન્યતાઓ, આજના વ્હેમો અને પવિત્ર બ્હીકો એ બધું સમાજના મોટા ભાગની બાલિશતાની સાક્ષી પૂરે છે.

અને આજે મનુષ્યના સમાજનો મોટો ભાગ યંત્ર જેવો જડ છેજ. કેમ ન હોય માલિક વર્ગે આજસુધી પોતાના વિના બીજા કોઇ મનુષ્યના માથામાં બુદ્ધિ છે કે સ્ફૂર્તિ છે તે વાતના કોઇપણ આચારવિચારને ગેરકાયદેસર કે અનીતિમાન ઠેરવ્યો છે. માલિક વર્ગે શિસ્તના શબ્દોમાં ગાયું છે કે:

*ત્યાં જવાબ આપવાનો નથી.*

*ત્યા કારણ પૂછવાનું નથી.*

અમે કહીએ તે કરવાનું છે અને મરવાનું છે.

મિલ્કત બનેલા મનુષ્યે મનુષ્ય મટી યંત્ર બની માલિકની આજ્ઞાઓ ઉઠાવી છે. અંદરઅંદર ગળા કાપ્યા છે, કરવતો ચલાવ્યા છે, ભેરવ જપ કર્યા છે, સળગતી ચિતામાં ઉન્માદના આવેશના સતીત્વ સેવ્યાં છે. માલિકોને પંખા નાખ્યા છે, સાષ્ટાંગ પ્રણામ કર્યાં છે, ખાંધ પર ઝુંસરી નાખી રથ તાણ્યા છે, યંત્રમાં યંત્ર બની અંદરની માણસાઇનો આપઘાત કર્યો છે, શોષક માલિકોએ એ સૌ આપઘાતી આચારોને, *આજ્ઞાધારકતા કહી જખાણ્યા છે. શિસ્ત* કહી પ્રશંસા કરી છે, ફરજ તરીક ગોઠવી માર્યા છે, સદાચાર કહી વર્ણવ્યા છે. પરિણામે આજનું મનુષ્ય આજના 'રોબૉટ' કરતાંય વધારે જડ બન્યું છે.

મનુષ્ય સમાજના નાના સરખા શોષક વર્ગે મનુષ્યના ઘણા મોટા ભાગને એ રીતે અન્યાય કર્યો છે. મનુષ્યના ઘણા મોટા ભાગની બુદ્ધિ પર છીણી મૂકી છે, મનુષ્યના સૌથી મોટા ભાગને આપઘાતને પંથે વાળ્યો છે, માનવસમાજના સૌથી મોટા શ્રમજીવી વિભાગ તરફ કાવતરું કર્યું છે. એ રીતે મુઠ્ઠીભર શોષકવર્ગે ગોઠવેલાં અંધારાંનાં બળોએ મનુષ્યના સૌથી મોટા ભાગને જીવનના સાચા સુખ ને આનંદથી વિમુખ રાખ્યો છે, જીવનનાં સાચાં સત્યોથી અજ્ઞાન રાખ્યો છે.

શોષકવર્ગનાં એ બધા કાવતરાંનો, અત્યાચારોનો, લૂંટણ-નીતિનો ઇતિહાસ તે આજની સંસ્કૃતિનો ઇતિહાસ છે. એ ઇતિહાસ પરથી મનુષ્યની સાચી કિંમત આંકી શકાવાની નથી અને એ ઇતિહાસ પરથીજ મનુષ્યના વિકાસના ભાવીની મર્યાદાઓ બાંધી શકાવાની નથી. એ ઇતિહાસ આજની સડેલી સમાજરચનાને સમજવાના કારણો ધરે છે. એ ઇતિહાસ સમાજના મોટા ભાગના દમનનુ સ્વરૂપ બતાવે છે અને એ ઇતિહાસ એ અંધારકાળના અજ્ઞાત રહેલાં પરિબળોનું સ્વરૂપ રજુ કરે છે.

એવા સ્વરૂપને જોઇનેજ મનુષ્યની વિપરીત વ્યાખ્યાઓ બાંધી નાખવી એ કોઇજ રીતે યોગ્ય નથી. શોષકોના દમનમાં માનવ-સમાજના સડેલા અહેવાલ પરથી મનુષ્ય ખુનામરકી કરવાના સ્વભાવવાળોજ છે એ વાત પૂરવાર થતી નથી.

મનુષ્ય, ભૂતકાળના અંધારા પરિબળોમાં શું થયો છે તે જોઇને એ અંધારું અજવાળતા શું થઇ શકે તે વાત પણ વિચારવા જેવી છે. એ વાત માનસવિજ્ઞાન વિચારી શક્યું નથી કારણ એના પ્રદેશની મર્યાદા આજે જે માનસ ભૂમિકામાં ન જણાય તેથી દૂર જવા ના પાડે

છે. જ્યાંથી એ અટકે છે ત્યાં માર્ક્સનો ભૌતિક વિવર્તનવાદ ( Dilectic materialism ) પ્રકાશ નાખવાનો પ્રયત્ન કરે છે. માનસવિજ્ઞાન જેવાં બીજાં વિજ્ઞાનો એ પ્રકાશમાં પોતાના પ્રદેશને એકવાર ફરીથી અવલોકી જાય, પોતાના દૃષ્ટિકોણને એકવાર ફરીથી તપાસી જાય તો આજે જે અણઉકેલ્યું ને અધૂરું છે તે કદાચ આવતીકાલે વધારે સ્પષ્ટ કે વધારે સંપૂર્ણ બને. કોઇપણ માનસ ચિકિત્સક વ્યક્તિ કે જે સમાજના માનસને અવલોકતા પહેલા ઐતિહાસિક ભૌતિકવાદને ઓળખી માનસ વ્યતિકારોની પાછળ અતૂટ રીતે વહેતાં ઐતિહાસિક પરિબળોને લક્ષમાં લે તો એને પોતાના પ્રદેશમાં જરૂર નવી દ્રષ્ટિ મળવાની છે.

એ દ્રષ્ટિથી વિમુખ એવા આજના માનસવિજ્ઞાનને માનવ શકયતામા જે વાત અસંભવિત લાગે છે તે વાતની સંભાવનાજ માત્ર નહીં પણ અનિવાર્ય શકયતા, એ દ્રષ્ટિ સાથે સંલગ્ન થતાં જરૂર જણાય.

પોતાના નફા માટે માણસજાતને વિલાસનું સાધન બનાવી ચૂંથી નાખનાર અને તેને ગુનેગારી ( Criminality ) અને બિમારી તરફ દોરી જનાર ગઇકાલની અને આજની શોષક સમાજ-રચનાનો નાશ થતાં માનવસમાજમાં કેવાં કલ્યાણકારી પરિબળો ગતિમાન થવાના છે તેની આજે કલ્પના આવવી પણ અશકય છે. ભૌતિકવિજ્ઞાને જેમ અનેક અનિષ્ટો ભૌતિક જગતમાંથી ભગાડી મૂકયા છે, વીજળી અને વરાળે જે અનેક શકિતમાન બળોને મનુષ્યના સુખસંતોષ માટે છૂટાં મૂકયાં છે અને માનસવિજ્ઞાને જેમ અનેક રોગોને સ્પષ્ટ કરી આવતીકાલની માનવજાતને માટે માનસ આરોગ્યની ઉજ્જવળ શકયતા ધરી છે, તેમ ઐતિહાસિક પરિબળોની નવી દ્રષ્ટિ આજની અંધારી સમાજરચનાનો નાશ

ફરી, નવી સામાજિક ઘટનાઓ મનુષ્યની અનેક મર્યાદાઓ ભૂંસી નાખીને નવી શક્તિ અને નવા પ્રાણ આપવાની છે. વિજ્ઞાનનાં સત્યો પર બંધાયેલી એ આશા આપણને મનુષ્ય શું થઇ શકે એ પ્રશ્નનો જવાબ જરાક જુદી રીતે ભૌતિક વિવર્તનવાદની (Dialectic Materialism) દૃષ્ટિએ આપવા પ્રેરે છે.

મનુષ્યનું શું થઇ શકે એ પ્રશ્ન નવો નથી ઘણી સદીઓએ એ એકજ સવાલના જુદાજુદા પણ એકજ જાતના જવાબો આપવાનો પ્રયત્ન કર્યો છે.

એ જવાબોમા સમાજના પડેલું પૃથક્કરણ હતુંજ. એ પૃથક્કરણે માનવસમાજને બે ભાગોમા વહેંચ્યો હતો. પણ એ બે ભાગો કોઇ વિજ્ઞાનપર-વૈજ્ઞાનિક દૃષ્ટિપર નહોતા રચાયા, એક કે બીજા ભ્રમપર રચાયા હતા. કોઇને મન એક ભાગ ધાર્મિક તો બીજો અધાર્મિક હતો અને કોઇને મન એક ભાગ સારો તો બીજો ખરાબ, એક નીતિમાન તો બીજો અનીતિમાન, અને એક પુણ્યશાળી તો બીજો પાપી હતો. એ રીતે ભાગ પાડી ઝેરી સમાજરચનાનો ઉકેલ લાવવાને બદલે જવાબ આપનારાઓએ, અંદરનો સડો વધારનાર ઉપરના મલમપટ્ટા કરવાના ઉપાય યોજાવ્યા. પરિણામ આજે આંખ હોય તે સૌ દેખી શકે છે.

માર્કસે એ જૂના સવાલનો જુદો જવાબ આપ્યો છે. એ જવાબના પૃથક્કરણમાં એણે માનવસમાજને બે ભાગમાં વહેંચી નાખ્યો છે એક ભાગ અકિંચન (Have notes) અને બીજો કિંચન (Haves) એક ભાગ માલિક (Master) અને બીજો ગુલામ.(Slave).

એક ભાગ શાષિત છે, બીજો શાષક છે. એક પીડિત છે બીજો પીડક છે. એ બે ભાગ ઐતિહાસિક પરિબળોને અનુલક્ષીને થયા છે. એ બન્ને ભાગો માનસવિજ્ઞાનમાં મુખ્ય એવા જીવનવેગ ( Sexual Libido ) ના આવેગને અનુલક્ષીને થયા છે. એ બન્ને ભાગના પાયામાં મનુષ્ય સ્વરક્ષણ ( Self-preservation ) અને જાતીય રક્ષણના (Race-preservation) આવેગવાળું પ્રાણી છે એ ભાન ચોક્કસ અને સ્પષ્ટ છે.

એ બે ભાગોના સ્વરૂપના ઉકેલમાં એ નવા જવાબે નિરૂપણ કર્યું છે કે ઇચ્છાશક્તિ ( Will ) એ માનવસમાજના મોટા ભાગને એક ભ્રામક કલ્પના માત્ર છે. એ મોટા ભાગને ઝેરી સમાજ-રચનાની બહારની પરિસ્થિતિઓ ( Objective Conditions ) એવી કચડી રહી છે કે એની પકડમાંથી એ ભાગ છટકી શકે તેમ નથી. આજે એજ સત્ય માનસવિજ્ઞાને પણ ધર્યું છે. ઇચ્છાશક્તિ (Will) એ વિજ્ઞાનની આજની દ્રષ્ટિમા એક ગપ ઠરી છે અને માનસ વિજ્ઞાન તથા ઐતિહાસિક ભૌતિકવાદ બન્ને મુક્તકંઠે બૂમ પાડીને કહે છે કે માનવસમાજ આજે અનેક ઉન્માદો જીવી રહ્યો છે, જેમાં ધર્મ એક સૌથી મોટો ભ્રમ કે ઉન્માદ છે.

પણ એ ભ્રમ કે ઉન્માદોમાથી મુક્તથવું કેમ અને બહારની પરિસ્થિતિઓની ઝેરી પકડમાંથી બચી ઇચ્છા કરતાં ( Willing ) માનવ પ્રાણીઓ બનવું કેમ ! બન્ને વિજ્ઞાનો એ સવાલનો જવાબ આપવા જતાં " મનુષ્ય આવતી કાલે શું થઇ શકે " એવા આપણા સવાલનો જવાબ આપવાની પાસે આવતાં જણાય છે.

માનસવિજ્ઞાન અને ઐતિહાસિક ભૌતિક વિજ્ઞાન બન્ને પોત-પોતાના પ્રદેશ માટે બોલે છે કે બિમાર માનવસમાજના રોગનું

કારણ દબાયલાં અજ્ઞાન બન્યાં છે અને એ રોગના ઉપાય એ અજ્ઞાનને જ્ઞાત કરવામાં અને એ રીતે એ અજ્ઞાનની ( Un-Conscious ) ઉન્માદી પકડમાંથી મનુષ્યને મુક્ત કરવાનો છે. જ્યાંસુધી એ રીતે મનુષ્યને ભાનવાળો કરી શકાય નહીં ત્યાંસુધી એ જીવતોજાગતો ( Conscious ) થવાનો નથી અને જ્યાંસુધી એ 'હીપ્નોટાઇઝડ' અભાન ( Un-Conscious ) અવસ્થામાં રહેશે ત્યાંસુધી એને અંધારાનાં અનેક પરિબળો સતાવ્યા કરવાનાં છે.

હવે આપણે મનુષ્ય શું થઇ શકે એ સવાલના જવાબની પાસે આવી લાગ્યા છીએ, એટલે એ જવાબની ઐતિહાસિકભૌતિક ( Historically materialistic ) દ્રષ્ટિએ વિચારી લઇએ.

એ દષ્ટિ આપણને જવાબ આપે છે કે મનુષ્ય ઘણું બધું થઇ શકે છે. એની દમનવાળી અને શોષક પરિસ્થિતિએ એને જે થતા અટકાવ્યો છે તે એ થઇ શકે તેમ છે. મનુષ્ય અનેક ભ્રમો અને ઉન્માદોમાંથી મુક્ત થઇ શકે છે, મનુષ્ય જીવતો થઇ શકે તેમ છે, મનુષ્ય ભાનવાળો જાગ્રત થઇ શકે છે (Conscious), પણ ત્યારેજ કે જ્યારે આજની શોષણ અને દમન પર બંધાયેલી સમાજરચના બદલાય. એમ થાય તો આજની ભ્રામક સંસ્કૃતિને બદલે સાચી સંસ્કૃતિ જરૂર આવે.

એમ થવાને માટે માર્ક્સની દ્રષ્ટિએ ઐતિહાસિક પ્રક્રિય ( Process ) જે આજે ઉંધે માથે ઉભી છે તે તેના પગ પર ઉભી રહેવી જોઇએ. શોષક સામાજિક ઘટનાઓએ ભૂતકાળ પર શાસન ચલાવ્યાં છે. જ્યાંસુધી શોષણનાં પરિબળોને ધરતી પરથી ભૂંસી નાખવામાં ન આવે ત્યાંસુધી સાચી સંસ્કૃતિ આવવાની નથી, મનુષ્ય જાગ્રત ( Conscious ) બનવાનો નથી.

શોષણનાં બળોને જગતપરથી ભૂંસી નાખવા માટે સામાજિક ક્રાન્તિની જરૂર છે એમ માર્કસીયન દ્રષ્ટિ બોલે છે. એ સામાજિક ક્રાન્તિ વિના મનુષ્યને સંસ્કૃત ( Civilised ), ડાહ્યો અને જાગ્રત ( Conscious ) બનાવવા માટે બીજો કોઇ ઉપાય વધારે યોગ્ય નથી.

એ ઉપાય થનાજ મનુષ્યની અંદરના પશુને કોઇ યુદ્ધમાં જવાનાં ઇનામો આપી કે ખુનામરકી કરવાના માનપત્રો આપી ઉશ્કેરવાનું નથી. એ ઉપાય થતાં મનુષ્યની અંદરના બાળકને કોઇ ધર્મની તરંગી વાતો, પવિત્ર બીકો કે ક્ષુબ્ધ લાલચો આપી બગાડવાનું નથી અને એમ થનાંજ જાગ્રત થએલા મનુષ્યને આજ્ઞા ધારકતાના અવળચંડા પાઠ શીખવી કોઇ તેને યંત્ર જેવો બનાવવાની હિંમતજ કરી શકવાનું નથી.



# પરિભાષા

આત્મવંચના Self deception, આદિકારણ The first cause, આત્મચાલકયંત્ર Automation, આદિભૌતિક Supper natural, આવેગ Instinct, આવિષ્કાર Menifestation, આર્થિક ધોરણ Economic standard, આર્થિક ઘટના Economic structure, અનીતિમાન Immoral, અસંગતતા Irrationality, અંધેર Anarchy, આરોપણ Projection, અવરોધ Obstruction, અવલોકન Observation, અજ્ઞાતમન Unconscious mind, અહં Ego, અહંભાવી Egoistic, અહંભાવ Egoism, અસંગત Irrational, આત્મલઘુતા Self inferiority, આત્મમહત્તા Self superiority, આવેશ Passion, આત્મભાન Self consciousness આત્મદર્શન Self Observation, આત્મરક્ષણ Self preservation, આત્મસંતુષ્ટ Self satisfied, આનંદભાવ Id, ઔદાસિન્ય Apathy, આવેગતૃપ્તિ Instinctual satisfaction, આર્થિક સમાનતા Economic equallity, અંતરજ્ઞાન Intuition

અંતરનીરિક્ષણ Introspection, અશાસ્ત્રીય Unscientific, અંતર ધ્યાન Ideal attention,

ઇચ્છાશક્તિ Will, ઇચ્છા Desire. ઉન્માદચિન્હો Neurotic symptoms, ઉપાજ્ઞાન Sub-conscious, ઉત્તેજક અંગો Erotojenic-zones, નિદ્રાસંચાલન Somnabulism ઉદાત્તીકરણ Sublimation, ઉન્માદ Insanity. ઉકેલ Explenation, ઉદ્દિપન Stimuli, ઉપપ્રદેશ Marginal area.

કાર્યકારણ Causality, કલહ Conflict, કાર્યકારણ સંબંધ Causal relation, કારણવાદ Rationalisation, કોયડો Problem

ખિન્નતા Depression, ગ્રન્થિ Complex, ઘટના Structure.

ચોંટ Fixation, ચિત્તભ્રમ Neurosios, ચોકીદાર Censor, ચૂંથણ D.stortion

જાતીય આવેગ Sexual instinct, જાતીય રક્ષણ Race preservation, જાતીય શોષણ Sex exploitation, જાતીય Sexual, જાતીયતા Sexuality. જીવનવેગ Libido, જીવનવેગ તૃપ્તિ Libidinal gratification.

તરંગી Fantastical, તરંગ Fantacy, તુલા Balance, .તાણ Hysteria, તરેહવાર Diverse, તર્કવાદ Rationalisation

દમન Repression, દિવાસ્વપ્ન Day-dreaming, દંભ Hypocracy, દબાયલી Repressed, દર્શન Perception.

ધાર્મિક મનોદશા Religious mentality, ધાર્મિક લાગણી Religious feeling, ધાર્મિક બિમારી Religious pathology.

નિયમબદ્ધ Systamatic, નિર્માણવાદ Determinism, નિષ્ક્રિયતા Passivity, નીતિશાસ્ત્ર Ethics, નિરપેક્ષ Absolute.

પ્રજ્ઞા (વિવેકબુદ્ધિ) Conscience, પવિત્ર બીક Taboo, પ્રકાર Kind, પ્રમાણ Quantity, પરપીડન Sadism, પીડન Torture, પકડ Obsession, પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર Analitical Psychology, પિતાપ્રતિકૃતિ Father-image, પરિચર્યા Treatment, પાપ Sin, પ્રાથમિક દશા Primitive Stage, પ્રયોગશાળા Laboratary, પ્રાયોગિક Experimental, પૃથક્કરણ Analysis, પ્રયોગપદ્ધતિ Experimental-method, પ્રત્યાઘાત Reaction, પ્રતિક્રિયાResponse, પુનરાવર્તન Repetition, પ્રમાણભેદ Difference in degrees, પ્રવૃત્તિ Conation.

ફરજ compulsim

બાલિશ Infantile, બિમાર લક્ષણ Symptom, બહુરૂપી અસ્મિતા Multipal personality, બુદ્ધિગમ્ય Intelligent. ભ્રમ Delusion, ભાવના Conception, ભૌતિક Physical, ભાવવિસ્તાર Expansion of feeling.

માનસ વ્યતિકર Psychical action, માનસક્રિયા Psychical process, માનસરોગ Psychical disease, માનસરોગ વિદ્યા Psycho-pathology, માનસરોગ ચિકિત્સા Psycho-therapy, માન્યતા Belief, મતમતાંતર Dogmas, મરજાદી Puriton, મનોવ્યાપાર Mental action, માનસતંત્ર Mental-constitution, માનસશક્તિ Libido, માનસ શિથિલતા Imbecility,

માતૃગ્રન્થિ Idipus-Complex, માનસપૃથક્કરણ Psycho Analysis, મૂલ્યાંક valuation, મૂલ્યરક્ષણ Conservation of value, મૂલ્યસાતત્ય Continuity of value, મનોભાવ Sentiment, મેલી આરાધના Totem worship.

રોગીદશા Pathological condition, રેચકરીત Catharsis.

લાગણી Feeling, લોકમાનસ Herd mind.

વિશ્લેષણ Dissociation, વિષમધારણ Abnormal વિભ્રમ Hallucination, વાસ્તવિકતા Reality, વલણ Attitude. વિજ્ઞાનિક *Scientific*, વિકૃતિ *Perversion*, વિતંડાવાદ Sophistry, વાંછના Longing, વ્યભિચાર Incest, વિતંડી Sophist, વિધેય Subject, વિજ્ઞાન *Science*, વ્યક્તિગત માનસશાસ્ત્ર *Individual Psychology*, વિષયીગત *Subjective*, વિષય Object, વિષયગત Objetive, વિનીતિમાન A-*moral* વાસ્તવિક પરિસ્થિતિ Objective Condition, વર્ણનાત્મક Descriptive, વ્યક્તિત્વ *Individuality*. વિકૃતઅહં Perverted ego, વેદન (બોધના) Sensation, વર્ગીકરણ Classification, વિવેક *Discrimination*, વિરોધ સાહચર્ય *Association by* contrast, વિસ્તાર Extensity, વિષમજાતીય Heterogeneous, વેગ Impulse, વિભાજીત *Differentiated*, વિકલ્પ *Alterna tive*, વિચાર સરણી Idealogy, વર્ગવિગ્રહ Class-conflict, વિભાગી કરણ Segregation, વર્ગજાગ્રત Class conscious, વ્યવસ્થિત Organised, વહેંચણી Distribution.

સાપેક્ષ Relative, સ્મરણ Memory, સાહચર્ય *Asso- ciation*, સ્વસૂચન Auto suggestion, સૂચન Suggestion

સ્મૃતિ Memory, સિંહાવલોકન Retrospection,

શક્તિ Energy, શાસ્ત્રીય Scientific, શરીર માનસશાસ્ત્ર Physiological Psychology, સાતત્ય નિયમ Law of continuity, સમાન્તરવાદ Parallelism, શક્તિ સંચય Conservation of Energy, સામીપ્ય સાહચર્ય Association by Contiguity, સાપેક્ષ નિયમ Law of relativity, સ્વેચ્છા Volition, સંવેદના Affection, સર્જક વિચાર Creative thought, સ્વપ્ન Dream, સમધારણ Normal, સર્જન Creation, સામાજીક આવેગ Herd instinct, સામ્ય Similarity, સંજોગો Environments, સ્વત્વ self, સકારણતા Rationality, સપ્રમાણ Authoritative, સુસંબદ્ધ Logical, સમાધાની Compromise, શોષણ Exploitation, શારીરિક Physical, શોષક Exploiting, શોષક વર્ગ Exploiting class, શાસક Ruler, શાસકવર્ગ Governing Class, શરણ Surrender, સ્વશરણ Self-surrender, સ્વસ્થાપન Self-assertion, સ્વાનુભવ Self-experience, સમીકરણ Synthesis, સમાજરચના Social structure, સ્વભાવ Disposition, સકારણ Rational, શ્રદ્ધા Faith, સહાનુભૂતિ Sympathy સામાજીક નિંદા Social Ridicule, સામાજીક સંબંધો Social Relation, શ્રમજીવી વિચારસરણી Proletarian idealogy, સંસ્કૃતિ Culture, સાધનો Weapons, સમાજ વિરોધ Anti social, સ્વમોહ Narcism, જ્ઞાતમન Conscious mind, જ્ઞાનતંતુ Nerve, જ્ઞાનાત્મક Cognitive, જ્ઞાન (સંવેદન) Apperception, જ્ઞાનવૃત્તિ Cognition, મનુષ્ય યંત્ર Robot (Machine-men) પાર્થિવ જરૂરિયાત Biological needs, કિંચન Haves, અકિંચન have-notes, મૂડીદાર Bourgeoisie